મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાને સારૂં.

# DESHINAMU.

# દેશીનામું.

રચનાર.


છગનલાલ લલ્લુભાઈ શાહ.—વડોદરા.


ઉપજાતિ છંદ

લહી આતુરી લેખકને પરિક્ષા,
અજ્ઞાનીઓની નકરી નિરીક્ષા.
પ્રવીણ થયા ઇજનેર રોજગારી,
નામાતણી કીંમત ત્યાંજ સારી

કીંમત છ આના.

# દેશીનામા વિષે અભિપ્રાય.

(સને ૧૮૮૬ માં મળેલા.)

(૧) પુસ્તક સૌ કરતાં સારૂં છે. (ગુ. શાળાપત્ર) (૨) ગુજરાતી ભાષામાં તેની જાતમાં સૌથી ઉત્તમ પુસ્તક છે. નિશાળોમાં ટેક્સ્ટ બુક તરીકે ચલાવવાને ખાતરીથી ભલામણ કરીએ છીએ. ( બોમ્બે ગેઝીટ ) (૩) જો નિશાળોમાં વ્યવહારોપયોગી શિક્ષણ આપવાને સરકાર ખાએશ રાખતી હોય, તો નામાની આ ચોપડી માટે ભલામણ છે. ( વડોદરાના શરાફો ) (૪) પ્રગટ થયેલાં બીજાં પુસ્તકો કરતાં આ પુસ્તક વધારે સારૂં અને સર્વોપયોગી છે. (બુદ્ધિપ્રકાશ) (૫) દેશી જવાનોની નામા સંબંધી અપૂર્ણતા વિષે વિચાર કરી તેના હથિયાર તરીકે આ ગ્રંથ રચવાને મિ. શાહે ઘણો શ્રમ લીધો છે. ( સત્યવક્તા ) (૬) પુસ્તક બહુ ચઢીયાતું અને વિદ્યાર્થીને બહુ ઉપયોગી જણાય છે, સરકાર તરફથી તમને આશ્રય મળશે જ (માધવલાલ હ. દેશાઇ.) (૭) બીજાં બધાં પ્રગટ થયેલાં પુસ્તક કરતાં આ પુસ્તક ઘણીક રીતે સંપૂર્ણ છે. આપણી નિશાળોને માટે એક અગત્યનું અને કેળવણી ખાતાએ આશરો આપવા લાયક થઇ પડયું છે. ( નુરેએલમ ) (૮) ગુજરાતી શાળાઓમાં દાખલ થયલું જોવાને અમે આતુર છીએ, ( ગુજરાતી ) (૯) કર્ત્તાએ પુષ્કળ બે કીંમતી બદલો મેળવવાની આશાએ કરેલું દીસતું નથી; પણ ખરેખરી એક અગત્યની ખોટ પૂરી પાડવાની ઉલટને માટેજ પુસ્તક રચેલું દીસે છે. ( અખબારે સોદાગર ) (૧૦) જે સાદી રીતે આ બીકટ હિસાબી હકીકતની સમજણ આપી છે તે વખાણવા જોગ છે; ઉપલા વર્ગના ગુજરાતી અભ્યાસીઓને શિખવવાને ભલામણ કરવા માંગીએ છીએ. ( જ્ઞાનવર્ધક ) (૧૧) તેની અનુક્રમણિકા વાંચી જોતાં સમજાશે કે અગત્યના પુસ્તકમાં કેટલું બધું સમાવવામાં આવ્યું છે. વળી તેની કીંમત ઉપરથી જણાય છે કે મિ. શાહની મુળ મતલબ કમાવા કરતા સ્વદેશની સેવા બજાવવાની વધુ હોવી જોઇએ (જામે જમસેદ) (૧૨) તે ઘણી સારી યુક્તિથી રચ્યું છે, તેના લખાણ તથા કદ તરફ જોતાં કિંમતમાં ઘણુંજ સસ્તું છે માટે તે જલદીથી વેચાઇ જવું જોઇએ ( ઇંડિયન સ્પેકટેટર ) (૧૩) મિ. શાહે તે મગજ દુખવનારો વિષય હાથમાં લઇ પ્રજાને સરળ કરી આપવામાં જરાપણ કચાશ રાખી નથી કે જેની બરોબરી બીજું કોઇ પણ પુસ્ત કરી શકશે ! ( મુંબઈ સમાચાર. )

## વ્યાયામ કળાશાસ્ત્ર. કિંમત રૂ. ૨) બે, પો. જુદું.



પુસ્તક ૧ લું ચિત્રો ૩૩૫. બાળક અને જુવાન, એ સર્વેને પોતાનાં શરીર કેળવવાના માર્ગ બતાવનાર ઉત્તમ પુસ્તક છે. ગ્રાહક મળે બીજી આવૃત્તિ પ્રગટ થશે.

### અભિપ્રાય.

સૌથી ઉમદા પુસ્તક છે. પુસ્તક પુરૂં કરવાને સામટો ખરચ કરવામાં કચાશ રાખી નથી. તેની કીંમત બે રૂપિયા છે. તે બીલકુલ વધારે નથી. (સૌરાષ્ટ્રશાળા પત્રિકા) આપણી ભાષામાં વ્યાયામને લગતાં સર્વ પુસ્તકો કરતાં આ પુસ્તકની રચના ઉત્તમ છે, ને પ્રાથમિક શાળાઓમાં બહોળો ફેલાવો કરવા યોગ્ય, તેમજ ગૃહસ્થોએ પોતાના બચ્ચાના ઉપયોગને સારૂ પોતાના ગ્રંથ સંગ્રહમાં સંઘરવા યોગ્ય છે. (બુદ્ધિપ્રકાશ) દરેક જણને સમજણ પડે એવું સરળ; શ્રમના પ્રમાણમાં મૂલ્ય ન્યુન છે. (મહાકાળ) તેની એકેક નકલ દરેક નિશાળમાં અને દરેક ઘરમાં તથા વિદ્યાર્થી પાસે હોવી જોઇએ. (વૈશ્યપત્રિકા) છેલ્લામાં છેલ્લી શોધોને આધારે અને સર્વોત્તમ સંપૂર્ણ પુસ્તક છે. જ્યારે કેળવાયલો વર્ગ અને ગૃહસ્થો કસરતની કીંમત સમજે ત્યારેજ આવાં પુસ્તકો પ્રગટ કરવાનો હેતુ પાર પડે. (વૈદ્યકલ્પતરૂ) સન ૧૯૦૪.

---

## હીસ્ટરિયાદિ વાયુમુક્તા.

કેવળ નવુંજ, હીસ્ટેરિયા રોગ શું છે, દુનિયામાં કયેકયે સ્થાને છે, તે થવાનાં કારણો, થતા અગાઉના ચિન્હો, દર્દના ખાસ લક્ષણો, દર્દ શમ્યા પછીની સ્થિતિ, ફેફરૂ, ગાંડપણુ, પક્ષઘાત, પ્રલાપ વગેરે વાયુના સંજોગો, દર્દીનાં ૨૫, ચિત્રો અને અનુભવી ઉપચારોનું અમુલ્ય પુસ્તક કીંમત રૂ. ૧) પો. જુદું કાગળ ઉત્તમ, છાપ સુંદર.

હીસ્ટેરિયા, ફેફરૂં અને ગાંડપણુ માટે રામબાણુ દવા વાયુમુક્તા છે.

કીંમત રૂ. ૫) પો. જુદું } છગનલાલ લલ્લુભાઇ શાહ નામાવાળા<br>પેલેસરોડને નાકે—વડોદરા.



For The Department of Public Instruction Bombay.

મુંબઇ ઇલાકાનું સરકારી કેળવણી ખાતું.

( નવા વ્યવહાર પ્રમાણે સુધારેલું. )

# દેશીનામું.

# DESHINAMU.

ગુજરાતી શાળાઓને સારૂ

રચી પ્રસિદ્ધ કર્તા

**છગનલાલ લલ્લુભાઈ શાહ.**

લેખચંદ્રિકા, સચિત્ર વ્યાયામ કળાશાસ્ત્ર

અને હીસ્ટિરિયાદિ વાયુમુક્તાના કર્ત્તા.

વડોદરા.

આવૃત્તિ ૫ મી.—પ્રત ૩૦૦૦,

ડીસેંબર ૧૯૨૮—સંવત ૧૯૮૫ ના માર્ગશીર્ષ.



**સુરત,** ખપાટીઆ ચકલામાં "જૈન વિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં

મુલચંદ કસનદાસ કાપડિઆએ છાપ્યું.

કીંમત છ આના.

# જુની પ્રસ્તાવના.

આ વિષયને સન ૧૮૭૮ માં શાળાઓની અંદર દાખલ કરવામાં આવ્યો, તે વખતે **સારસંગ્રહ**, **સંસાર વ્યવહાર**, અને '**લેખાવળી**' નામે ગ્રંથોપરથી એનું શિક્ષણ અપાતું; પરંતુ તેમાં સમજુતી વગરના નર્યા નમુના હતા તેથી શિક્ષણ અઘરૂં થઇ પડતું તેટલા સારૂ વેપારી વર્ગમાં ફરી નવીન સંગ્રહ કર્યો અને તેમાંથી થોડુંક જૂન ૧૮૮૬ વગેરે માસમાં **ગુજરાતશાળા** પત્રદ્વારે જાહેરમાં મૂક્યું. મારે કહેવું જોઇએ કે જ્યારે તે વિષયપ્રગટ થયો ત્યારેજ લોકોને તેની ખરેખરી ખોટ છે એમ સમજાયું; અને ભાગ લેનાર તૈયાર થયા. વડોદરા રાજ્યને સારૂ તો સન ૧૮૮૯માં એક અલાહેદુ પુસ્તક રચી આપ્યું છે જે અદ્યાપિ ચાલુ છે. વળી ચાલુ વર્ષમાં રીવીઝન કમિટિની ભલામણ પરથી ઇલાકાના કેળવણી ખાતાએ પણ મને ઇનસાફ આપી આભારી બનાવ્યો છે. એમાં નવાં ધોરણ પ્રમાણે જો કે આ પુસ્તક ખાસ તૈયાર કર્યું છે.તા. ૧-૧-૧૯૦૨.

## શિક્ષકને સૂચના.

નામાનો વિષય અરસિક, ગુંચવણ ભરેલો અને ગણિત સાથે સંબંધ રાખનારો છે તેનો મેળ લેવામાં છેક નજીવી ભૂલ માટે પણ વખત ગાળવો પડે છે, તેથી તે બાબત કોઇ કોઇ વાર કંટાળારૂપ મનાય છે. જો તેનું શિક્ષણ પાયરી બંધ આપ્યું હોય તો વિષયનું અઘરાપણું મટે. રૂચીકર થઇ પડે અને બુદ્ધિ વિકાસ પામે; એ હેતુ પાર પડવાને વાસ્તે નામું શીખવવાનો ઉપક્રમ આ પ્રમાણે ઠરાવી શકાય (૧) ઘર ખરચનું નામું. (૨) સાધારણ લેવડદેવડ, (૩) દલાલી વટાવ અને હરકોઇ ઉપજ જમા કરવી, (૪) ધીરવું અને જમા માંડવું એટલે વ્યાજુ ધંધો ચલાવવાનું નામું, (૫) માલની ખરીદી અને વેચાણનો હિસાબ, એટલે વેપારીના ધંધાનું નામું, અને (૬) હુંડિઓ આપવી, લેવી અને શીકારવી એટલે શરાફી ધંધાનું નામું છે. સિલકનો મેળ લેવામાં નાણાંને ઠેકાણે કાંકરાનો ઉપયોગ થઇ શકે, પરસ્પરના વ્યવહાર પ્રસંગે વર્ગ બંધુઓનાં નામ આપી શકાય, શરૂઆતમાં સ્લેટ ઉપર નમૂના દોરાવવા, જ્યારે તે નામું વ્યવસ્થિતપણે લખી શકે ત્યારે કાગળ પર લખવાને આપવું. કાગળપરનું લખાણ નિયમસર, સફાઇવાળું, શુદ્ધ, અને ઘટતી ઇમારતમાં છે કે નહિ, તેની ઉપર ખાસ ધ્યાન અપાશે તો વિદ્યાર્થીઓ સારૂં કામ કરવાને દોરાશે તા. ૧-૧-૧૯૦૨.



# નવી આવૃત્તિ.

સન ૧૮૮૬ના જુન માસના શાળા પત્રમાં નામા સંબંધી લેખ લખાયો. અને ડીસેમ્બરમાં તે પુસ્તક રૂપે પ્રગટ થયો. એના ઉપર કેળવણી ખાતાંએ ધ્યાન આપ્યું. સન ૧૮૮૮ માં વડોદરા રાજ્યને સારૂ શાળોપયોગી દેશીનામું નામે એક પુસ્તક રચી દીધું. સન ૧૯૦૨ ની સાલમાં ઇલાકાની રિવિઝન બુક કમિટિએ આ પુસ્તક ટેક્સ્ટ બુકમાં સ્વિકાર્યું. વિષય સંબંધી મૂળ શોધ ૪૬ વર્ષ પર થઇ હતી. તે દરમ્યાન બજારૂ વ્યવહારિક વ્યવસ્થાઓમાં ઘણો ફેરફાર થવા પામ્યો છે માટે તેને અનુસાર સુધારણાની અગત્ય છે.

૧. ચોપડાનાં રૂપ બદલાયાં છે ભરતિયાવહી અને નોંધવહીની જગોએ બીલબુક અને ચેક બુકે સ્થાન લીધાં છે. નામ જોગી અને શાહ જોગી શબ્દ તરીકે લખાતી હુંડીઓ હંમેશને માટે બંધ થઇ છે. તેમજ તે શિકારવાની બાબતમાં મુંબાઇના શરાફ બજારના મહાજને યોગ્ય નિયમો ઠરાવ્યા છે. વેચાણ રાખેલી હુંડીઓ સિલકે ખેંચાય તો ખરીદી ખાતે ચઢાવવાને બદલે તેનું છેવટ આવતા સુધી બહુધા ઉપર ટપકે રખાતી જોવામાં આવે છે. હુંડીનું લખાણ સમજવા માટે હુંડી, સ્થળપ્રત અને શિકારને ત્યાં મોકલવાનો દાખલો વગેરેના નમુના નવા દાખલ કર્યા છે. (પૃ૪)

૨. બધી સમાજનું વલણ કારખાનાં સ્થાપવાં, બેંકો ખોલવી, વિમાંના કામ લેવાં, શેરો કાઢવા, લોન, પોષ્ટલ બેંક અને કેશ સર્ટિફીકેટમાં નાણાં રોકી નિર્ભયપણે વ્યાજ ઉપજાવવું. ઇત્યાદિ બાજુમાં લોકોનીપ્રવૃત્તિ છે. તેથી એવી સંસ્થાઓને લગતી માહિતી સંક્ષેપમાં સમાવી છે.

આ વિષય સંબંધી શાળાઓનો જાતિ અનુભવ હતોજ. તેમાં સન ૧૯૨૦ માં નિવૃત્ત થવા પછી તળ વડોદરામાં નામાના શિક્ષણને સારૂ ખાસ વર્ગ સ્થાપ્યો. ઉભય સ્થાને શિખતા ઉમેદવારો વયમાં કાચા અને ગ્રાહ્ય શક્તિમાં ન્યુનતાવાળા જોવામાં આવ્યા. તેની સાથે વિષયની અરસિક્તા અને અઘરાપણું જોતાં પ્રથમ વિષયવાર આપેલાં એકેક મનોયત્ન સંતોષકારક નજ લાગ્યાં માટે આ આવૃત્તિમાં વિષયની પાયરી ઠરાવી તેના દરેક પેટા વિભાગને અનુસાર સમજુતી તથા નવાં મનોયત્નો ૨૧ પુરવણી વધારામાં સમાવેલાં છે. જુનાં મનોયત્નોના મેળ, ખાતાવહી, વ્યાજવહી અને સરવાયાં તો કાયમ છે. નવાં મનોયત્નનાં તૈયાર કરી દીધાં નથી. કારણ કે બાળકો નકલ કરી જાણે તે અયોગ્ય ગણાય. તેમની સમજ અને કલ્પના શક્તિ કેળવવાના હેતુથી મનોયત્નના જવાબમાં શ્રી જણસેનો આંકડો ફક્ત બાજમાં પુરાંતને ઠામે છે. મનોયત્નની સમજ શાળામાં મળે અને ઘેરથી મેળ તથા ખાતાવહી

વગેરે બનાવવાનું કામ અમલમાં આવશે તો સાચું નામું લખવાની કૃતિનો ખ્યાલ આવી શકશે. આમ છતાં સુધારા માટે સૂચનાઓ આવશે તો તે નવી આવૃત્તિમાં લઇ શકાશે.

દશ વર્ષથી ઉત્તર વયે નિવૃત્તિ માર્ગે વળેલા મનને અંતરજામી તરફથી ઘણીકવાર પ્રેરણાઓ થતી રહેલી, જેનું પરિણામ બાળમુકુંદોના કર કમલમાં ધરૂં છું. જો શિક્ષક મિત્રોને કામની સરળતા વધશે, ઉમેદવારો ઉત્સાહભેર શિખવામાં મન લગાડશે અને લાયકી ધરાવનાર પ્રત્યે વેપારી વર્ગની કદરદાની જામશે તો ભાવી પ્રજાની નજીવી એક સેવાનો પ્રસંગ સધાયો એવું મનાશે.
તા. ૨૩-૧૧-૨૮ સં. ૧૯૮૫ના કારતક સુદ ૧૧.

વાયુમુક્તા કાર્યાલય,
પેલેસરોડનાકે, દયાળભાઇની શેરી.

સેવક,
છગનલાલ લલ્લુભાઈ શાહ.
વડોદરા.

## ફાઇનલ પરીક્ષાના ઉમેદવારોને સૂચના.

(૧) સવાલ પત્ર શાન્તિથી વાંચી અઘરૂં લાગે તે પર નિશાની કરવી.

(૨) રોજમેળ બનાવવા હોય તો કઇ મિતિ તે જાણી લેવું.

(૩) માસિક અથવા બેઠોમેળ બનાવવો હોય તો તેનો માસ અને કેટલી તિથિઓ સમાવેલી છે તે જોઇ જવું.

(૪) મેળ લખતાં પહેલાં શ્રી પુરાંતના આંકડામાં જમા ખરચમાં આવેલી રકમો પરથી રોકડ જમા તારવીને ઉમેરવી અને ગયેલી રોકડ બાદ કરી શ્રી જણુસોમાં શું રહેશે તે નક્કી કરવું. બાદ મેળ લખવાને તૈયાર થવું.

(૫) જમા ઉધાર માટે આપેલી ઇબારતમાં ખરચખાતાની, ખરીદી વકરાખાતાની, વટાવ, વ્યાજ કે હુંડિયોને લગતી કોની કેટલી રકમ છે તેનું મનન કરી જશો તો તમારો મેળ રમત જેવો થઈ પડશે.

(૬) એકથી વધારે રોજીંદા મેળ લખવા સૂચના હોય તો પેપરમાં આપેલી પુરાંત પહેલા મેળ માટે સમજવી. અને તે મેળને અંતે શ્રી જણુસોમાં જે રહે તે બીજા મેળના ઉપયોગમાં લેવાને ધ્યાનમાં રાખવું.

(૭) રોકડી અને જમા ખરચ રકમોનો મેળ લખાઇ રહે એટલે મેળ બંધ કરવાને સારૂ જમા તરફ પુરાંત વગરનો સરવાળો પ્રથમ ટાંકી તેની નીચે તેમાં પુરાંત ઉમેરીને ફરીથી સરવાળો ટાંકવો. પછી ઉધારનો સરવાળો ગણી ટાંકીને તે રકમ જમાના કુલ સરવાળામાંથી બાદ કરવી. એ બાદબાકીનો આંકડો ક. ૪ માં રોકડ સિલક મેળવતાં કાઢેલાં આંકડા સાથે મળતો આવે તો મેળ ખરો સમજવો.

(૮) વ્યાખ્યાના ખુલાસા સમજ પડે તેવી રીતે લખી વાંચી જોવા.



# અનુક્રમણિકા.

## મનોયત્નો



## મનોયત્નના જવાબમાં નમુના.



## બીજા ઉપયોગી નમુના.



## પુરવણી મનોયત્નો.





શ્રી॥

# દેશીનામું

## પાઠ ૧ લો. નામું.

૧. પોતાનાં આવક, જાવક અને લહેણુ દેણુ અથવા પેદાશ, ખરચ અને લેવડ દેવડનો નામવાર વિગત સાથે હિસાબ લખી રાખવો તેને નામું કહે છે. એમાં બે શબ્દ છે. નામ+ઉ=નામું-ખાતાદારને નામે લખી રાખવાની ક્રિયા કરવી તેનું નામ નામું છે.

**ત્રાંબાની તોલડી તેર વાનાં માંગે**—એટલે ઘર સંસારમાં અનેક જાતની ચીજોનો ઉપયોગ હોય છે. આપણો વ્યવહાર અનિયમિત હોવાથી કઇ ચીજનો કયે પ્રસંગે ખપ પડશે તેનો નિર્ણય હોતો નથી. દરરોજ કંઇ ને કંઈ ચીજ ખૂટતી હોય છે અને તે જુદે જુદે સ્થળેથી મેળવવી પડે છે, તેથી કેટલાક માણસો સાથે અનેકવાર આપ લેનો વ્યવહાર થાય છે. રોકડેથી કરેલો વ્યવહાર હોય તો પાછળ સંભારવાનું રહેતું નથી, પરંતુ હમેશાં તેમ બનવું અશક્ય હોવાથી ઉધારે કામ નભાવવું પડે છે અને અનુકુળતાએ એ રકમ પતવવાનું બાકીમાં રહે છે. એ દરેક પ્રસંગનો ઉપાડ અને વસુલ સંપૂર્ણ યાદ રહેવાં અશક્ય છે. ભૂલ ખાવાનો યોગ બને છે તે વખતે અણવિશ્વાસ ઉત્પન્ન થઈ કુસંપ પેદા થાય છે અને પ્રતિષ્ઠામાં ન્યૂનતા આવે છે માટે નામું લખી રાખવામાં ફાયદો છે. અને રંકથી રાજા સુધીના દરેક મનુષ્યને તેમ કરવું જરૂરનું છે.

**નામું રાખવામાં બહુ ફાયદા છે**—દર વર્ષે કઇ જાતના ધંધા થયા, નફો તોટો શો હતો, ખરી પેદાશ કેટલી, ખરચ શા પ્રમાણમાં, મુડીમાં વધારો થયો કે તોટો આવ્યો, અને કોની સાથે લહેણ દેણનો વ્યવહાર હતો, મુદતસર રકમ લેવા દેવામા ભુલ થઈ કે શું; એ બધું સ્પષ્ટ સમજાય છે. નામું ન ન રાખવાથી ઉપલી વાતો આરસી રૂપ દેખાતી નથી. લહેણું વસુલ કરવામાં મુદત બહાર રકમ થઇ જવાથી નુકશાન ભોગવવું પડે છે. કેટલાકની સાથે મિથ્યા તકરાર ઉભી થતાં માન અપમાનની લાગણી પરસ્પર ઉત્પન્ન થાય છે એટલે ખાતાદારની સાથે કુસંપ પ્રગટતાં કોરટ સંભાળવી પડે છે. વકીલ વગેરેના બોજામાં ઉતરવું પડે છે. કોરટમાં ધંધો છોડી મુદતસર હાજર રહેવાની ફરજ પડે છે, ટુંકામાં પ્રતિષ્ઠામાં ઘટાડો થાય છે, ગ્રાહકો બીજે વળે છે અને હાનિ ભોગવવાનો યોગ પ્રાપ્ત થાય છે.

ફકત હિસાબની ચોખવટ રહે તેટલા માટે નામું રાખવાનું છે એમ સમજવું; એ બરોબર નથી. તે તુલના દર્શક ત્રાજુ-કંપાણુ-કાંટો છે. તેનાં બે

પરિણામનું નામ પેદાશ અને ખરચ છે. આવક વધારવાને સારૂ ઉદ્યોગી રહેવાની વૃત્તિ દૃઢ થાય છે. આળસુપણે વખત મિથ્યા ગુમાવાતો નથી. બજારમાં અર્ધાંશકને ઇચ્છિત માલ મેળવવામાં આંટ વધે છે. વ્યવહાર સાચવવાની વૃત્તિમાં ચંચળપણું આવે છે. નીતિ સચવાય છે. પેદાશને અનુસાર ખરચ કરવા જતાં કરકસર સચવાય છે. હદ ઉપરાંત મોજની વસ્તુઓ લેવામાં મનને સંકોચ થાય છે. ઉડાઉપણા ઉપર તથા અયોગ્ય માર્ગે પગલાં ભરવા પર અંકુશ પડે છે. ચોરી કે બીજા અનીતિને માર્ગે લીધેલું કે વાપરેલું ચોપડામાં લખતાં મન પાછું હઠે છે અને ફરીથી ભુલ થવાનો પ્રસંગ લેવાતો નથી અર્થાત્ નીતિનું વલણ બળવત્તર થાય છે.

વળી નામું એક આરસી રૂપ છે. આરસામાં રૂપનું દર્શન સ્પષ્ટ થાય છે તેમ નામામાં જોવાથી તે લખનારના સદ્‌ગુણ અને દુર્ગુણો વિષે ઘટતું અવલોકન થઇ શકે છે. એટલે નામું તપાસવાથી પરોપકાર વૃત્તિ, જાત્યાભિમાન, ગંભીરતા, પ્રમાણિકપણું અને ધન પ્રાપ્તિ માટે ઉદ્યોગી જીવન કેવું હતું તે જ્યારે જોઇએ ત્યારે તરી આવે છે અને પશ્ચાત્ પ્રજાને તજવા તથા અનુકરણ કરવા જોગ બાબતો હાથ લાગે છે.

ઉંટે ચઢીને ઉંઘવું અને સંભારીને નામું લખવું—આ પ્રાચિન બોધક વાક્ય છે. ઉંટનું વાહન કઢંગુ હોવાથી તેના સ્વારને સાવધ રહેવું પડે છે અને જો ઝોકાં ખાય તો ઝાડી ઝાખરાંની અડફટથી જાનવર ભડકતાં જીવના જોખમમાં આવવાનું બને છે એવીજ રીતે સંભારીનું નામું લખવામાં વિસ્મૃતિ થવાનો ભય રહે છે. ખાતાની રકમ જમા ઉધાર કરતાં ભુલી જવાય છે અને ઉઘરાણી વખતે ટંટો ફિસાદ ઉભા થવાથી હાનિમાં ઉતરવાનો જોગ આવે છે માટે નામું લખવાનું કામ મુલત્વી નજ રાખવું.

નામું સફાઇ ભરેલું રાખવું—વ્યવસ્થાની ખામી આવે નહીં તેમ થવું જોઇએ. કેટલાંક ગ્રાહકો એવાં પણ હોય છે કે મુદત પુરી થવા આવતા સુધી રકમ આપવામાં આળસુ રહે છે. વધુ ઉઘરાણી કરતાં દુકાન તજે છે, મર્યાદા છોડી જવાબ આપવા લાગે છે અને કોરટના આશ્રયની ફરજ પડે છે માટે નામું યથાસ્થિત લખવું, ખતવવું અને હદ ઉપરાંત ચઢી જતી રકમ પર લક્ષ રાખવું

નામું લખવામાં ભાષા સર્વ કોઇ સમજી શકે તેવી વાપરવી. અક્ષરોનું વળણ ઢી અર્થી ન થવું જોઇએ. શબ્દો છુટા પાડવા, આંકડા ચોકખા રાખવા, ડાઘા પાડવા, છેકા નાખવું, ખોતરવું, ચહેરવું વિગેરે દુષિત ક્રિયાઓ ન થવી.

ઘાલમેલ કયારે? ધીર હોય ત્યારે. નાશ ભાગ કયારે? ઉઘરાણી થાય ત્યારે—ઉધારે ધીરવું હોય ત્યારે ગ્રાહકોનો જમાવ થાય છે એવા પ્રસંગે નામું લખ્યા સિવાય રકમ ગ્રાહકના હાથમાં નહીં મુકવી. રોકડેથી લેનારની રકમ પ્રથમ લેવી અને પછી માલ દેવો. જો તેમ ન બન્યું તો ગ્રાહકોની ગર્દીમાં માલનો લઇ જનાર કદાચ ભુલ થાપ દઇ રવાના થઇ જતો જોવામાં આવશે. માટે ગ્રાહક ઉતાવળો હોય પણ વેપારીએ શાન્તિથી કામ કરવું. ઉધારે માલ લેનારનાં નામ ઠામ ચોકસ લખી લેવાની કાળજી કરવી.

છુટા કાગળો પર નામું રાખવું નહીં. તે રખડતા રહેવાથી જતા પણ રહે. પડીકાં વાળી દેવાય, ઉંદર કાત્રી નાખે, ઘરનાં બાળકો રમવાને ખેંચી જાય. એવા બનાવો આપણી ગેરહાજરીમાં બનતા રહેવાના અને જરૂર પડે પશ્ચાતાપ થાય માટે ચોપડો બાંધી નામું રાખવાની પદ્ધતિ ઉત્તમ છે અને તે અમલમાંજ મુકવી હિતાવહ છે.

વેપારી દુકાનો નામું શિખવાની શાળાઓ કેમ માનવી નહી? કારીગરીનાં કારખાંનાંની પેઠે વેપારીની દુકાન શિક્ષણ લેવાનું સ્થાન નથી કેમકે ગુમાસ્તા રાખવાનો હેતુ એ છે કે ગ્રાહકોની માંગણીને પહોંચી વળાય. આખા દિવસ માલની ઉથલ પાથલમાં શેઠ અને ગુમાસ્તાનો વખત રોકાયલો હોય છે. રાતના સાતથી કે નવ સુધી કામગીરી પહોંચ્યા પછી બેઉ છુટા થાય છે, તે વખતે પરિશ્રમથી ઉભય જણ થાકેલા હોય છે છતાં શેઠને તો ટાંચણ ઉપરથી અને ગલ્લાના પરચુરણ રોકડ વકરા ઉપરથી રીતસર મેળ લખવાનું કામ હોય છે એટલે રાતના દશ અગીઆર વાગતા સુધી શેઠને અવકાશ મળતી ન હોય એવું જોઈ શકીશું. કદાચ ગુમાસ્તા જીજ્ઞાસુ હોય પણ દિવસની મહેનતથી કંટાળીને તદન સુસ્ત થયલો હોવાથી ઘેર જઇ નિદ્રાને ઇચ્છે છે. સબબ બેઉની અનુકુળતા સચવાય એવી નવરાશની વેળા એકુને હોતી નથી. તેની સાથે શિક્ષણનો ક્રમ સાચવી ગુમાસ્તાને શિક્ષણ દેવાની પણ ખામી હોઈ શકે. વળી ગુમાસ્તાઓ આંકડા ચોકખા ન માંડે, અક્ષર સારા ન કાઢે, ઇબારત શુદ્ધ ન લખે, લીટી દોરવામા બેકાળજી રાખે, સ્વચ્છતા ન જાળવે ઇત્યાદિ ખામીઓવાળા હોય છે તેથી શેઠ જાતે ચોપડા લખે છે પણ ગુમાસ્તાને ચોપડા લખવાનું કામ સોંપાતું નથી. વેપારી દુકાને ગુમાસ્તા ફક્ત જાત મજુરી કરી જાણે છે તેથી મુદ્દત ગાળે તોપણ વ્યવસ્થિત નામું લખતાં આવડી શકતું નથી આવા સંજોગોને લીધે શાળાઓમાં સરકારે શુભ હેતુથી નામું શિખવવાનો વિષય દાખલ કરેલો છે.

---

## પાઠ ૨ જો. ચોપડો.

૨. નામુ લખેલા છુટક કાગળો હોય તેને ઓચરીઆં કહે છે. તેવા કાગળો વ્યવસ્થિત રાખવા અને સંભાળવા મુશ્કેલ થઇ પડે છે. વળી તકરારનો પ્રસંગ હોય તે વારે બનાવટી કરવાનો ભય છે. તેટલા સારૂ નામું લખવાને ચોપડી રાખવી તેજ સારૂં છે. એવી જે ચોપડીઓ હોય તેને ચોપડા કહે છે. તેનો ઉપયોગ હરહમેશ હોવાથી તે ચુંથાઇને ફાટી જવા ન જોઇએ. તેથી ઉંચી જાતના ટકાઉ કાગળો વપરાય છે. તેમાં પણ બહુધા દેશી કાગળો પસંદ કરવામાં આવે છે. પ્રથમ દરેક કાગળને ઉભા ત્રણ ભાગે વાળીને તેની ઉપર આઠ સળ લાગ્યા પછી ચોપડો બંધાય છે.

### ૩. નામું લખવા માટે વપરાતા ચોપડા.

**એક ચોપડે નામું**—ઠામ ખાતાવહી કે બેઠી ખાતાવહી છે. ઘરઘરાઉ ધીરધાર કરનારા અથવા ખાતાના જમા ખરચનો દાખલો લેનારા કે સોની જેવા કારીગરોને ત્યાં આ ચોપડો હોય છે. બેંકોમાંથી ખાતાની ચોપડી મળે છે તે પણ આ જાતની ચોપડી છે. ધીરધાર અને ઉપજ ખરચનો અંદાજ માલુમ પડે છે પણ દરરોજ ઘરમાં રોકડ સિલક શું હતી તે સમજાતું નથી.

**બે ચોપડે નામું**—**બેઠો મેળ અને ખાતાવહી** મધ્યવર્ગના લોકો અને નોકરવર્ગ રાખે છે. મેળમાં આખા માસનો હિસાબ તારીખવાર લખે છે અને દરમાસને અંતે શ્રી જણસે નક્કી કરે છે.

**અ. રોજમેળ અને ખાતાવહી**—ગર્ભ શ્રીમંત અને દરેક વેપારી રાખે છે અને તેઓ રોજીંદા જમા ખરચ લખી સિલક કાઢે છે.

**ત્રણ ચોપડે નામું**—**રોજમેળ, ખાતાવહી** અને **વ્યાજવહી,** નાણાવટી કે વ્યાજુ ધંધો જાયુકનો કરનાર રાખે છે.

**પાચ ચોપડે નામું**—રોકડમેળ, ભરતિયાવહી કે બીજકબુક; આંકડા-વહી, આવરો અને ખાતાવહી. **માલના વેપારીઓ** રાખે છે અને **શરાફ લોકો** ભરતિયાવહીને બદલે હુંડીની નોંધનો ચોપડો એટલે નોંધવહી સાથે ઉપરના બધા ચોપડા રાખે છે.

**સાત ચોપડે નામું**—ઉપરના પાંચ ઉપરાત **વ્યાજવહી,** અને **સરવાયાનો** ચોપડો વધારામાં હોવાથી સાત ચોપડા થાય છે.

આ ઉપરાંત અગાઉથી માલ સહી કરનારા કે કંત્રાટ રાખનારા **કબાલાવહી, કરારવહી** કે **હાથદસ્કતના ખાતાની** ચોપડી રાખે છે. ઘણા મોટા વેપારીઓ **જમાવહી, ઉધારવહી** વગેરે ચોપડા રાખે છે. (જુઓ નમુનામાં)

૪. **વર્ષવાર ચોપડાનો હેતુ**—જુદા જુદા હોય છે તેથી સાલ આખરે જુના ચોપડાના હિસાબ મેળવી નવા ચોપડાનો સંબંધ જોડવાને કાળજી થાય છે. પરસ્પર રકમનો મેળ લેવાથી ભૂલ થઇ હોય તે સુધરે છે, હિસાબ ચોખ્ખા થાય છે અને ધંધા વિષે તથા નબળી પડતી આસામીઓ સંબંધે સારાસાર વિચાર બની આવે છે.

૫. **હિસાબી વર્ષ**—વેપારીઓ વિક્રમ સંવતને લીધે કાર્ત્તકથી આસો વદ ૦))–દીવાળી સુધીનું વર્ષ ગણે છે. ઇસવીસનને અનુસરનારા જાનેવારીથી ડિસેમ્બર સુધી માને છે તેમાં પણ સરકારનું હિસાબી વર્ષ તો એપ્રીલથી માર્ચ સુધીનું હોય છે. ગુજરાતના કોઇક ભાગમાં અષાડી અને દક્ષિણના કેટલાક ભાગમાં ચૈત્રી વર્ષ પણ મનાય છે.

**પ્રશ્ન**—ચોપડા બાંધવાની અગત્ય શી? સળ પાડો? વર્ષોવર્ષ ચોપડા બદલવાથી લાભ શો છે? નામું લખવાને કયા કયા ચોપડા છે. નામા વિષે નિબંધ લખો.

## પાઠ ૩ જો. ચોપડાની સામાન્ય બાબતો.

૬. ચોપડાની અંદર લખવા માંડતાં નીચેની બાબતો યાદ રાખવા જેવી છે.

**અ. માલિકનું નામ ઠામ**—ચોપડાના આરંભે હોવું જોઇએ. તેથી ગેરવલ્લે જાય તો પકડાઇ આવે છે.

**બ. ચોપડાનું નામ અને સાલ** લખવાથી સાલવાર ચોપડા મેળવવામાં વખત જશે નહિ.

**ક. મિતિ** લખવાથી જમા ખરચ પડ્યું તેનો દિવસ ચોકસ સમજી શકાય એટલે વ્યાજ ગણવામાં વાંધો રહેતો નથી. હીંદુ તિથિ સાથે અંગ્રેજી તારીખ લખવાથી દાવા પ્રસંગે કોરટમાં સહેલું થઇ પડશે.

**ડ. જમા ઉધાર** પાસાં મુકરર ઠરાવવાથી સેળભેળ લખા દેવાશે નહિ. કેમકે જે રકમો આવે છે તે અને જે રકમો જાય છે તે નામાની અંદર લેવાની હોય છે. તેમાં જે રકમો આવે છે તે કકડે કકડે ભેગી થતાં જમાવટ કરે છે. માટે તેને **જમા થઈ** કહે છે. તેજ રીતે બહાર ગયલી રકમોને **ઉધાર** કહે છે. આમ બે જાતની રકમો હમેશાં લખવાની હોય છે તેથી નામું માંડવામાં બે ભાગ પડે છે. માટે દરેક પાનના ડાબી તરફના ઉભા અર્ધા ભાગને **જમા બાજુ** અને જમણી તરફના અર્ધા ઊભા ભાગને ઉધાર બાજુ કે પાસું કહેવામાં આવે છે. એ પાસાં ધ્યાનમાં રહેવા જ અને ઉ નું નિશાન સંક્ષેપમાં દોરાય છે.

**ઇ. રકમ** માંડવામાં સળનો ઉપયોગ થાય છે. જમા અને ઉધાર બાજુના પહેલા પહેલા સળપર રકમનો આંકડો ટાંકી લઇ બાકીના સળ ઉપર ખાતું લખાય છે તેથી રકમ અને તેનો માલિક સ્પષ્ટ સમજાય છે.

**ફ. આંકડો**—લોક વ્યવહાર પ્રમાણે આણુપાણુમાં પડે છે. જો સરકાર વ્યવહારની રકમ રૂપીઆ આના અને પાઇમાં હોય તો તેને વ્યવહારિક રૂપ આપીને આંકડો માંડવો જોઇએ. જેમકે રૂ. ૧-૧-૧ પાઇ=૧) ૬ા દોકડા રૂ. ૧-૧૩-૩ = ૧ાાા—ા.

**જ. ખાતાનું નામ**—આંકડાની આગળ જમણી તરફ આવે છે. અને તે જમા બાજુમાં હોય તો તેને છેડે **જમા** શબ્દ જોડે છે. અને ઉધાર પાસે હોય તો તેને છેડે **ઉધાર** શબ્દ મુકાય છે. એટલે રકમ આવી છે કે ગઇ છે તેની સ્પષ્ટતા તુર્તજ થઇ જાય છે.

**ક. પેટુ પાડવું**—ખાતાની સાથે રકમ આવી જાય તેને મથાળાની રકમ કહે છે. પછી તેની નીચે એ રકમને ફરીથી માંડી વિગત લખાય છે

તે વખતે નીચેના ભાગમાં ડાબે પડખે રકમ ટાંકવા પુરતી કે આખા સળની જગો રાખવામાં આવે છે તેને પેટું પાડયું કહે છે.

**૭. બાબત**—પેટામાં રકમને લગતી વિગત લખાય છે. તેથી કોઇ પણ વખતે હિસાબ સમજવામાં શંકા ને અવકાશ મળતો નથી. પેટામાં એક રકમ હોય તો તેને બાબત સાથે માંડતાં બીજી લીટીથી પેટું પુરી લેવામાં આવે છે. જે એકથી વધારે રકમો હોય તો ઉભી ઓળમાં એક બીજા નીચે રકમ અને તેની બાબત લખાઇ રહ્યા પછી સરવાળો લેઇ તે આંકડો છેવટે અને મથાળે ટંકાય છે.

કદાચ તેમાં કોઇ રકમની ચોખવટ થવી બાકી હોય તો તેનું છેવટ આવતા સુધી રકમનો આંકડો પોલો રાખવામાં આવે છે.

એ પ્રમાણે ખાતાવાર જમા અને ઉધાર લખાઇ રહેતું જાય તેમતેમ ખાતાનું નામ એવડી લીટી દોરીને બંધ કરવામાં આવે છે. એટલે ચુકી જવાયું હોય તો ફરીને નવેસરથી બાકીનું લખવું પડે છે.

(૭) **પારિભાષિક શબ્દો**—નામું લખવાની ક્રિયાને કેટલાક **મેળ કાઢયો, જમા ઉધાર** નાખ્યું, કે જમાખરચ પાડયું કહે છે.

ઉધારને બદલે **નામે લખ્યું, નામે માંડયું,** કે **નામે** લખ્યા કહે છે.

જમા થયેલી રકમ તેના માલિકને પાછી દેવાની હોય છે માટે એને **દેવું અથવા દેવી રકમ** કહે છે તે જમા બાજુ જોવાથી માલુમ પડે છે. અને એવા ખાતાદારને લહેણદાર કહે છે.

ઉધારેલી રકમ તેના માલિક પાસેથી વસુલ લેવાની રહે છે તેથી તે રકમને લહેણી રકમ કે લહેણું કહે છે. અને એ ખાતાદારને દેણદાર કહે છે.

**પ્રશ્ન**—જમા, ઉધાર, દેવું, ખાતે, અને પેટું પાડયું એટલે શું ?

---

## પાઠ ૪ થો. મેળ નામના ચોપડા.

૮. રોજ + મેળ. તારીખવાર કે રોજીંદા નામું લખવાનો ચોપડો. તારીખવાર હિસાબ લખતાં છેવટે બાકી નીકળે તેને કોથળીમાંના નાણાની રકમ એટલે સંખ્યા સાથે મેળવવું પડે છે માટે તેવા ચોપડાને મેળ કહે છે. આપણા લોકોમાં પાંચ મેળ માનેલા છે. જેમકે-૧ **કાચોમેળ, ૨ રોજમેળ, ૩ બેઠોમેળ, ૪ રોકડમેળ, ૫ પાકોમેળ, માસિક મેળ** કે **આવરો.**

૯. **કાચોમેળ**—કાયમનો રોજમેળ તૈયાર કરવાનુ એક સાધન છે. એને **સુડીઉં, ટાંચણીઉં** કે **દનીઉં** પણ કહે છે. રકમો આપ લે થતાની સાથેજ એમાં સંક્ષેપ રૂપે નોંધ થાય છે એટલે રોકડી રકમ માથે ભરાય છે અને જમા ખરચી રકમ આવે તે જમાના પેટામાં અને જમા ખરચી જાય તે ઉધારના

પેટામાં લખી લે છે પણ એવી રકમનો સંપૂર્ણ જમા ખરચ કાચામેળમાં લખાતો નથી. માત્ર યાદદાસ્ત પુરતી ટુંકી નોંધ થાય છે. એ કૃતિથી રોકડ રકમનો મેળ લેવાનું કામ સહેલું થઇ પડે છે.

૧૦. **રોજમેળ**—રોજ+મેળ-રોજીંદા એટલે તારીખવાર નામું લખવાનો ચોપડો. આ ચોપડામાં જમા ઉધાર નાખતાં છેવટે જે બાકી વધે તેટલી રકમ કોથળીમાં સિલકે હોવી જોઇએ. રોજમેળથી દરરોજ કોની કેટલી રકમ આવી, કોને કેટલી આપી, ખરચમાં કેટલી ગઇ અને શ્રી જણસેમાં કેટલું રહ્યું તે બરોબર સમજી શકાય છે.

૧૧. **બેઠોમેળ**—ઘણોજ થોડો આપવા લેવાનો સંબંધ હોય એટલે નોકરવર્ગ જેવા લોકો દર મહિનાનો હિસાબ એકજ મેળમાં પેટા તારીખ જણાવીને રાખે છે તેવા મેળને બેઠોમેળ કે મુદ્દતીમેળ કહે છે. એમાં માસ આખરે શ્રી જણસે કાઢવામાં આવે છે. પરંતુ માલિકની નજરમાં આવે ત્યારે ચાલુ નામું બંધ કરી સિલકનો મેળ લેવામાં આવે છે.

૧૨. **રોકડમેળ**—માત્ર રોકડીજ રકમોનું નામું લખવાનો ચોપડો. જમા ખરચી રકમો માટે જુદો ચોપડો ભરતિયાવહી, નોંધવહી કે બીલબુક હોય છે. આ રીતે નામું લખનારના બેઉ જાતના ચોપડાઓ તપાસીએ ત્યારે પુરી માહિતી હાથ લાગે છે. માટે તે અપૂર્ણ ચોપડો ગણાય છે.

૧૩. **પાકો મેળ**—એનાં ત્રણ નામ છે. **પાકોમેળ, માસિક મેળ** કે **આવરો.** રોકડમેળથી નામું રાખનારને ત્યાં રોકડી અને જમા ખરચી રકમોનું એકીકરણ કરવા માટે પાકો મેળ બનાવવો પડે છે. તે આખા માસનો દરેક ખાતાદારનો જમા ખરચ એક સાથે લખાય છે. એક વાર લખાઇ ગયલું ફરીથી લખાય છે માટે ઉપર પ્રમાણે નામ પડેલાં છે. એનાથી આખા માસની લેવડ દેવડ ખાતાવાર એકદમ તારીખવાર દેખાઇ આવે છે.

---

## પાઠ ૫ મો. રકમનો પ્રકાર.

૧૪. ચોપડામાં જમા ઉધાર નાખવાની રકમોના પ્રકાર બે હોય છે.

### રોકડી અને જમાખરચી.

**અ.** જે રકમ જાતે રોકડ નાણું છે, એટલે જેને જમામાં કે ઉધારમાં લેવાથી અનુક્રમે કોથળીમાંની સિલકમાં વધારો કે ઘટાડો કરે છે તેને રોકડી રકમ કહે છે. સોનાનું નાણું-ગીની, પૌંડ, રૂપાનું નાણું-રૂપીઆ, ત્રાંબાનું નાણું-પૈસા, કાગળનું નાણું-નોટો, પોષ્ટની ટિકિટો અને સ્ટેમ્પના કાગળો; એ બધું **રોકડી રકમ** છે. તેની લેવડ દેવડ હોય તે પ્રસંગે ખાતાના પેટામાં 'રોકડા' એમ લખાય છે.

ઘ. જે રકમ પ્રત્યક્ષ ન હોવા છતાં જમા કે ઉધારમાં પડીને જુદે જુદે ખાતે લેવડદેવડનો વ્યવહાર કાયમ કરે છે; છતાં કોથળીના અવેજ ઉપર વધઘટની જરાએ અસર કરી શકે નહિ તેને **જમાખરચી** રકમ કહે છે. માલની ઉધારે લેવડદેવડ હોય અને કબુલત કે હવાલા હોય તે **જમાખરચી** રકમો કહેવાય છે. તેને જમાં લેતાં કયે ખાતે ઉધારી અને ઉધારતાં કયા ખાતે જમા થઇ એનો હવાલો આપવામાં આવે છે એટલે તે કઇ રીતે આવીને પરભારી કયાં ગઇ, તેનો ખુલાસો મળી શકે છે. (જુઓ મનોયત્નો અને રોજમેળ.)

**પ્રશ્ન**—રોકડી, જમાખરચી, મથાળું, અને પેઢું પાડવું તે શું ? મેળ કયા કયા છે ?

---

## પાઠ ૬ ઠો. મેળ લખવાની રીત અને સિલક વિષે.

૧૫. દેશી મેળ લખવાની રીત-પ્રથમ શ્રી લખીને બીજી લીટીએ સંવત્ મહિનો, મિતિ અને વાર સાથે અંગ્રેજી તારીખ માસ અને સન લખવાં; તેની નીચે ત્રીજી લીટીએ જમા ઉધાર પાસાં દોરવાં, પછી આવ્યું હોય તેટલું જમા લેવું અને આપ્યું હોય તેટલું ઉધારવું. એ કામ અટોપાય એટલે જમા રકમનો સરવાળો જમા તરફ અને ઉધારનો સરવાળો ઉધાર બાજુએ ટાંકવો. પછી જમા રકમના સરમાંથી ઉધારાનો સર બાદ લેવો. જે બાકી વધે તે **સિલક**-હાથમાં રહેલી રોકડ અથવા **શ્રી**જણસે કહેવાય. જો કોથળીમાં તેટલોજ અવેજ હોય તો લખેલું નામું ખરૂં છે એમ સમજીને, બાકી કાઢેલી રકમ-સિલક ઉધાર બાજુએ '**શ્રી જણસે**' એમ લખીને ટાંકવી. પછી તેના પેટામાં રોકડા રૂપીઆ, નાણાનું પરચુરણ, છુટા-પૈસા, નોટો, ટિકિટો વગેરેની ફોડ લખવી, ત્યાર કેડે ઉધાર બાજુએ એકંદર સરવાળો માંડવો. એ પ્રમાણે બંને પાસાં સમાન થાય તેને **મેળ મળ્યો** કહે છે.

**શ્રી જણસેનો તાળો.**

૧ શ્રી પુરાંત બાકી+જમા. રોકડ=ઉધાર રોકડ +શ્રી જણસે ગણાય

૨ જમા રોકડ-ઉધાર રોકડ=બાદબાકી+પુરાંત=શ્રી જણસે બને.

૩ ઉધાર રોકડ-જમા રોકડ=બાદબાકી ને શ્રીપુરાંતમાંથી કાપી લેતાં શ્રી જણસે આવે

૧૬. ચાલતા દિવસનો મેળ બંધ થયા પછી શ્રી જણસેમાં રહેલી રકમનો ઉપયોગ બીજા દિવસે થવાનો હોય છે માટે નવા મેળમાં તેને પ્રથમ જમા લેવી પડે છે. એ વખતે એનું નામ બદલાઇને '**શ્રી પુરાંતબાકી**' કહેવાય છે. દરેક નવા મેળમાં તે પ્રથમ જમા લીધા બાદજ બીજી રકમોનું જમા ખરચ પડી શકે છે.

૧૭. સિલક કહાડીને જમા ઉધાર પાસાં મેળવી લઇએ તેનું નામ **રોજમેળ બંધ કર્યો** કહેવાય.

૧૮. જે દિવસે નામું લખવાનું ન હોય તેને **રોજમેળ બંધ રહ્યો** કહેવાય. એવી તારીખો નવો મેળ દોરતાં પડી મુકવાનો રિવાજ છે.

---

## પાઠ ૭ મો. સિલકનો મેળ લેવો-ભૂલ સુધારવી.

૧૯. નામું લખવામાં ભૂલ હોય ત્યારે જ રોજમેળનો આંકડો કોથળીની રકમ સાથે મળે નહિ. એટલે ચોપડાની સિલક કરતાં કોથળીમાં વધારે હોય અથવા તો ઓછું હોય ત્યારે નામું લખવામાં ભૂલ થઇ છે એમ કહેવાય છે.

૨૦. **કોથળીમાં કયારે ઓછું હોય.**

**અ.** આપેલી **રકમ ઉધારવી રહી જાય** તો ચોપડા કરતાં કોથળીમાં ઓછું રહે; માટે યાદ લાવી ખરી આસામીને ખાતે ઉધારવું, માલૂમ ન પડે ત્યાં સુધી *શાહ-ખાતે લખવું, અને યાદ આવેથી નામ સુધારી લેવું.

**બ.** **ઉધારવાની રકમ જમા થઈ જાય** તો રોજમેળનો આંકડો વધશે અને કોથળીમાં બમણું ઘટશે. માટે નામું તપાસી જોઇને જમા થયેલે ખાતે એવડી રકમ ઉધારવી. કારણ આપેલા ઉધારવાના બાકી છે, અને વગર આવે જમા થયા છે માટે બેવડા ઉધારી પેટામાં ફોડ લખવી; એવી રીતે કે તમે લઇ ગયા તે, તથા ભૂલથી જમા થયા તે: એટલે મેળ મળશે.

૨૧. **ચોપડામાં કયારે ઓછું હોય.**

**ક.** રકમ જમા કરવી રહી જાય તો કોથળીમાં વધે, એવા પ્રસંગે ટાંચણ વગેરે તપાસીને રહી ગયેલા નામે જમા કરવું. ખાતાદાર માલુમ ન પડે તો ઉપરની કલમ **અ** પ્રમાણે કરવું અને સુધારવું.

જો જમા લેવાને બદલે ઉધાર થયું હોય તો બમણી રકમ જમા લેવી, ને પેટામાં વિગત બતાવવી.

૨૨. **ખાતાફેરની ભૂલ.**

ખરી આસામીને બદલે કોઇ બળતે ખાતે ઉધારી દીધું હોય કે જમા લીધું હોય તો તે ખાતાફેર ભુલ થઇ કહેવાય. એવી ભૂલ મેળ મેળવતાં સમજાશે નહિ, પણ ઉઘરાણી થશે કે ખાતાનો પરસ્પર આંકડા મેળવાશે

---

* એવી રકમ શ્રી જણસેના પેટામાં ઉપર ટપકે પણ રાખી શકાય છે. કેટલેક ઠેકાણે સિલકના વધ કે ઘટ ખાતે લખવાનો રિવાજ છે. એમ કરવાથી ખરી આસામીને નામે લખતાં સિલકના વધઘટ ખાતે જમા કરવું પડે; પરંતુ શાહ ખાતે લખવાથી વચમાં રહેલી પોલી જગો ઉપર નામ લખી શકાય.

ત્યારે સમજાશે. માટે ઉભયતાએ નામું રાખવું જોઇએ. એવા પ્રસંગે ઉધારેલા ખાતે જમા લઇ ખરી આસામીને ખાતે ઉધારવું જોઇએ. તેમજ જમા થયેલા ખાતે ઉધારીને ખરી આસામીને ખાતે જમા લેવું જોઇએ.

## પાઠ ૮ મો. નામું લખવાનાં સ્થાન.

૨૩. નામું લખવાનાં સ્થાન ત્રણ ધારી શકાય. એવાં કે-ગ્રહસ્થ તરીકે ઉપજ ખરચનું નામું. ૨ વેપારી નામું. ૩ શરાફી નામું. તેમાં બહુધા રોજમેળ, ખાતાવહી અને વ્યાજવહી નામે ત્રણ ચોપડા હોય છે. માટે હવે આપણે તે વિષે વિચાર કરીએ.

### રકમો ખાતે ચઢાવવા વિષે.

૨૪. જેમ જેમ રોજમેળ લખાતો જાય તેમ તેમ પ્રત્યેક ખાતાની રકમ ખાતાવહીમાં ખતવતા રહેવું, અને ખતવાય એટલે મેળની અંદર તેનું પાનું જમા ઉધારને છેડે સાંકળવું તથા મથાળાની રકમ નીચે પાણુ અથવા ૦ મીડું કરવું એને ફાંટું માર્યું કહે છે. (જુઓ મેળ અને ખાતાવહી.)

### પુનરાવર્ત્તન માટે પ્રશ્ન.

૧ સિલક કહાડવાની રીત લખો? ૨ મેળ મળ્યો, મેળ બંધ કર્યો અને મેળ બંધ રહ્યો એટલે શું? ૩ કોથળી કરતાં ચોપડામાં ક્યારે સિલક વધે? ૪ કોઇને નામે જમેને બદલે ઉધાર થાય તો શી રીતે સુધરે? ૫ જમા કરવું રહી જાય ને આસામી જડે નહિ તો કેમ કરવું? ૬ રકમ ખતવાઇ છે એમ શાથી સમજાય?

---

## પાઠ ૯ મો. નવેસરથી નામું ઉભું કરવા વિષે.

૨૫. આપણા વડીલોએ નામું રાખેલું ન હોય તો આપણે એવી રીત-ભાત છોડી દઈ વ્યવસ્થિત થવું એ આપણી ફરજ છે. એવા પ્રસંગે વારસામાં મળેલી મિલકત અને લહેણ દેણ શું છે તેની એક યાદી કરવી. બધી બાબતો સંતોષકારક તત્કાળ હાથ ન લાગે તો ગભરાવું નહિં. જે કંઇ યાદ આવે તે પ્રથમ નોંધવું અને નામાની અંદર જેમના તેમના ખાતે ચઢાવી લેવું. પછી જેમ જેમ બીજી રકમો માલુમ પડે તેમ તેમ ચાલુ મેળમાં એનો જમા ખરચ લેવો.

### જમા ખરચની રીત.

અ. મિલકત અને લહેણી રકમના માલેક આપણે થઇ શકીએ માટે રોકડ રકમ, દાગીના, વાસણો, કીમતી કાપડ, મકાન, જમીન જાગીર અને લહેણી રકમના આંકડા નક્કી કરી આપણા પોતાના નામ ઉપર જમા કરવી. અને રોકડને કાયમ રાખી બાકીની રકમો એટલે દાગીના ખરચ ખાતે, વાસણ ખરચ ખાતે, મકાન ખરચ ખાતે અને લહેણી રકમ દેણદાર આસામીને ખાતે એમ જે, તે ખાતે ઉધારી દેવી એટલે શ્રી જણસમાં રોકડ રકમ નીકળશે.

**ખ.** વડીલો તરફનું દેવું હોય તે આપણે મજરે આપવું પડવાનું છે. માટે લહેણદાર આસામીઓના ખાતે તપાસ કરી તારીખવાર પેટા વિગતથી જમાં કરવું અને આપણા પોતાના નામે ઉધારવું.

**વારસામાં ખરી મિલ્કત.**

**ક.** પછી એ રકમો ખાતે ખતવી લેઇ પોતાનું ખાતું તપાસશો એટલે વડીલોપાર્જીત ખરી મિલ્કત શું મળી તે પોતાના ખ્યાલમાં આવશે. નામું રાખવાનો હેતુ એ છે કે તે જોવાથી ખરી મિલ્કત શી શી છે અને કોનું દેવું કેટલું છે તથા કોની પાસે કેટલું લહેણું નીકળે છે તે સંપૂર્ણ એટલે ચોક્કસ સમજી શકાય. ( જુઓ મનોયત્ન અને નમુના. )

---

## પાઠ ૧૦ મો. પેદાશનો જમાખરચ.

૨૬. **શરાફ અથવા નાણાવટીઓ** નાણાંની ઉથલપાથલ કરીને ફાયદો મેળવે છે, વેપારીઓ માલની લેવડ દેવડમાં બે પૈસા પેદા કરે છે. ખેડુત અને વતનદારો જમીન ઉપર ગુજારો કરે છે, ગુમાસ્તા કે નોકર લોકો પગારવડે સંસાર નભાવે છે, અને દરજી, સુથાર વગેરે લોકો જાત મહેનતના રોજ ઉપર મોજ ભોગવે છે. એ ઉપરથી સાબિત થાય છે કે માણસ માત્રને જુદી જુદી રીતે પૈસા પ્રાપ્ત થાય છે. માટે દરેક માણસ પોતાની **આવક** જમા કરવાને સારૂ કોઇ એક ઘટતું ખાતું ઠરાવી શકે.

૨૭. ગુમાસ્તા અને સરકારી નોકરો પોતાની આવકને **પગાર ખાતે** જમા લઇ શકે, અને પગાર આપનારા તે રકમને **નોકર ખરચ ખાતે** તથા રોજે રાખનારા ખરચ ખાતે તેવી રકમો ઉધારી શકે દરજી શીવડામણ ખાતે, **ધોબી** ધોવરામણ ખાતે, સોની ઘડામણ ખાતે, ઇ૦ દરેક માણસ પોતાપોતાની પેદાશ જે રીતે થતી હોય તેજ ખાતે જમા લઇ શકશે.

૨૮. વતનદારો કે ખેતીવાડીના ધંધો કરનારા દાણા આવે તે જમીનની **ઉપજ ખાતે** જમા લઇ શકે; અને ઢોર ઢાક, હળ, ગાડું, સાથી, અને વિઘોટી વગેરે ખરાજાતની રકમ તેજ ખાતે ઉધારી શકે.

૨૯. ખેતરની ઉપજ આવે તે **ગણોત ખાતે** જમા થઇ શકે પછી ખેડૂત પાસે બાકી રહે તે તેને ખાતે ઉધરે, અને સલામી વગેરે ખરચ હોય તે ગણોત ખાતે ઉધરે.

૩૦. મકાન ભાડાની રકમ **ભાડા ખાતે** જમા થાય તેમાં બાકી હોય તે ભાડુતને ખાતે ઉધરે; પરંતુ ભાડું ભરવું પડે તે ઘર ખરચ ખાતે ઉધરે.

૩૧. **ઇન્કમટેક્ષ** એટલે **આયપતવેરા** અથવા **કમાણીવેરો** ભરવો પડતો હોય તે ખરચ ખાતાને બદલે આવક-પેદાશના મુખ્ય ખાતે ઉધારી શકાય. ( જુઓ મનોયત્નો )

## પાઠ ૧૧ મો. ઘર ખરચનું નામું.

૩૨. **આપણા** કુટુંબના ઉપયોગને સારૂ કે લોકોપયોગી કામ કરવામાં જે નાણું ખરચીએ, તેનો જમાખરચ નાખવાના ખાતાને "**ખરચખાતુ**" કહે છે.

ઘરમાં વાપરવાને ખાનપાનની ચીજો લાવીએ. રહેવા માટે મકાન રાખીએ કે ભાડાં ભરીએ, વિદ્યાભ્યાસમાં વાપરીએ, અને પરમાર્થમાં ખરચીએ તે સર્વ રકમો ખરચ ખાતે ઉધરે.

૩૩. **દાગીના, વાસણ, મકાન અને** કાપડ વગેરે રાખવામાં કરેલો કીંમતી ખરચ જે **તે જાતના ખરચ ખાતે** પણ લખી શકાય કારણ એવી વસ્તુઓ ઘણા વર્ષ સુધી ભોગવાય છે, અને સંકટ સમયે વેચી શકાય છે. કેટલાક પ્રસંગે સદરહુ ચીજ કોને ત્યાંથી, કેટલી કિંમતે, કેવી સરતે ખરીદેલી વગેરે હકીકતનો ખપ પડે છે માટે એવી બાબતનાં પેહેલેથી ખાતાં જુદાં રાખવામાં આવે તે ઠીક કહેવાય.

૩૪. **ચાંલ્લાનો** વ્યવહાર ઉછીતી રકમ છે, પ્રસંગ આવે ચાંલ્લો કરેલી રકમ જ પાછી વળે છે, તેથી એનો દાખલો રહેવાને જુદી યાદી રખાય છે અને ગયેલી ચાંલ્લાની રકમ **ખરચ ખાતે** લખવામાં આવે છે.

૩૫. પરમાર્થમાં વાપરવાની રકમનો નિયમ હોય તો ઘણું સારૂં કહેવાય. એવો પ્રસંગ હોય તેણે **ધર્માદા ખરચ ખાતું** રાખવું, અને જે હિસ્સો ઉપજે તથા ખરચાય તે તેજ ખાતે લખવું.

### ૩૬. ઘર ખરચની રકમો પાંચ રીતે ખરીદી શકીએ.

(૧) રોકડેથી, (૨) ઉધારે, (૩) બીજાની મારફતથી, (૪) અધુરી કીંમતથી, (૫) લહેણામાં. તેનો જમા ખરચ કરવાની રીત—

૧. **રોકડેથી**-લાવેલી રકમ ખરચ ખાતે ઉધરે.

૨. **ઉધારે** લીધું હોય-તો માલ દેનારને નામે પ્રથમ જમા થયા પછીથી ખરચ ખાતે ઉધરે.

૩. **મારફતે** લીધી હોય-તો રકમ અપાવનાર, કબુલત દેનાર, કે હવાલો દેનારના ખાતે એવી રકમો જમા કરી લીધા પછીજ ખરચ ખાતે ઉધરે.

૪. **અધુરી કીંમતે** લેવું—આવા પ્રસંગે પ્રથમ ઉધારે માલ લેવા જેવી અને પછીથી રોકડ રકમ આપવા જેવી કૃતિ થાય છે માટે માલ દેનારને ખાતે નં. ૨ મુજબ પુરી રકમ જમા લીધા પછી ખરચ ખાતે ઉધરે અને જે રકમ વસુલ આપીએ તે લેનારને ખાતે ઉધરે. **અથવા** માલ દેનારને ખાતે દેવી રકમ પેટે દેવાની જમા કરીને ખરચ ખાતે પુરી કીંમત ઉધરે.

૫. લહેણામાં માલ લીધો હોય તે વખતે દેણદારને ખાતે જમા થઇ ખરચ ખાતે ઉધરે. કેમકે નં. ૨ પ્રમાણેજ થયું સમજવું.

## ૩૭. ઘર ખરચની રકમ પાછી જાય.

ઘર ખરચ માટે રાખેલો માલ પાછો તુરત વાળવામાં આવે તો ખરચ ખાતે ઉધરે નહી; પરંતુ થોડોક ભાગ પાછો વાળવામાં આવે તો બાકી રહેલા ભાગની કીમત ખરચ ખાતે લખવીજ પડે.

કદાચ ઘર ખરચની રકમમાંથી બીજાને આપવાનું બને તો પોતાના ઉપયોગમાં રહ્યું હોય તેટલુંજ ખરચ ખાતે ઉધરે.

જો ઘર ખરચ લખાયા પછી પાછું દેવું પડે તો જમા ખરચ ઉથલાવવો પડે.

## ૩૮. ઘર ખરચની ચીજનું વેચાણ.

ઘર ખરચને સારૂ લીધેલી રકમ જે ખાતે લખાઇ હોય તેજ ખાતે વેચવાથી ઉપજેલી રકમ જમા કરવી જોઇએ. કારણ કે તેટલો ખરચ કમી થયો ગણાય. ખરચ ખાતે લખતાં પહેલાં આપી દીધી હોય તો જમા ખરચ લખાય નહી, પણ ચોપડામાં લખાયા પછી એવા સંજોગ બને તો જમા ખરચ ઉલટાવવું પડે.

ઘર ખરચની રકમ પણ પાંચ રીતે આપી દેવાનું બને. રોકડથી, ઉધારે, કબુલતથી, અધુરી કીંમતથી અને દેવામાં. એ બધી કૃતિમાં ખરચ ખાતે જમા લીધા પછી ઘટિત ખાતે ઉધારવુંજ જોઇએ.

## મનોયત્ન ૧ લું. ઘરખરચની રકમનો મેળ.

ચોપડાના માલેક શેઠ મોતીલાલ ગોકળદાસ, રહેવાશી સુરત મહીધરપુરા બાંકી શેરી. નામું નવેસરથી લખવાનું છે.

(૧) વડીલાની મિલકત તપાસતાં રૂ. ૨૯૮)≈ રોકડા છે. ખેતર નામે બખેડીઉં વીઘાં ૪ નું કીમત રૂ. ૩૦૦નું છે. સોનાની કંઠી તોલા ૪ દા. ૧૭ની અંકાય છે. અને પંડયા રણછોડ ગલુરામ પાસે રૂ. ૭૫) આઠ આના તેરીખના સં. ૧૯૫૭ ના કારતક સુદ ૧ ના લહેણા છે એ બધી રકમો ખાતે ચઢાવી મેળ બનાવો. (જુઓ પાઠ ૯ મો.)

(૨) દેવદીવાળી હોવાથી ચિરંજીવને માટે ફટાકાની પેટીઓ લાવ્યા તેમાં રૂ. ૦॥≈ આપ્યા. ( કલમ ૩૬ પેટા રકમ ૧ લી ).

(૩) પાઘડી રંગાવી તે બદલ રંગરેજને રૂ. ૧) આપ્યો.

(૪) પટેલ દેસાઇ કુબેરને ત્યાંથી રૂ. ૨) નું ઘી શેર ૬ાા, તથા બાજરી મણ પાંચ રૂા. ૧॥≈ ના ભાવે ઉધારે લાવ્યા. (કલમ ૩૬-૨).

(૫) ઘાંચી જીવા કાલુને ત્યાંથી રૂ. ૧) નું તેલ શેર ૪ાા લીધું, પૈસા આપવાના બાકી છે. (કલમ ૩૬-૨).

(૬) જુના થેલાના ગાભા શેર ૬ વેચ્યા તેના ૦)≡ ઉપજ્યા. તથા રદ થયલા કાગળો ટકે શેર આપ્યા તેના પૈસા ૩૦ આવ્યા; (કલમ ૩૮)

## પાઠ ૧૨ મો. લેવડ દેવડનો જમાખરચ.

૩૯. **લેવડ દેવડનો વ્યવહાર કરનાર એક બીજાના ખાતાદાર કહેવાય.** અ ને ત્યાંથી બ ઉપાડ કરે તો અ નો ખાતાદાર બ અને બ નો ખાતાદાર અ છે એમ સમજવું. ખાતાદારનો વ્યવહાર બે રીતે હોય શકે. ઘરમાંથી અપાય અથવા બીજાને ત્યાંથી અપાવાય. તેમાં બીજાને ત્યાંથી માલ અપાવવો હોય તો તે બેરી તે અપાવી શકાય. ઘરમાંથી રોકડ આપીને અથવા પોતાને નામે લખાવીને અપાવાય.

૪૦. **ખાતાદાર જે રકમ લઇ જાય, તે તેના ખાતે ઉધરે.** ખાતાદાર પંડે રકમ લઇ જાય તો પેટામાં હસ્તે પોતે લખાય; અને તેની વતી બાજું કોઇ લઇ જાય તો હસ્તેમાં બીજાનું નામ આવે.

૪૧ ખાતાદારને કોઇ સ્થળેથી ઉધારે અપાવીએ કે મોંઢે રૂબરૂમાં કહેવાડીએ એટલે હવાલો દઇએ તો પેટામાં સ્થળ કે કહી લેનારનું નામ આવે અને આપણી વતી આપનારને ખાતે તે રકમ જમા થયા પછી ખાતાદારને નામે ઉધરે અને પેટામાં વિગત લખાય. એનું નામ કબૂલાત કહેવાય.

૪૨. **ખાતાદારને ત્યાંથી જે રકમ આવે તે તેને ખાતે જમા** થાય. અને પેટામાં રકમ ભરનારનું નામ નોંધાય.

૪૩. ખાતાદાર કોઇ સ્થળેથી અપાવે તો જમાના પેટામાં સ્થળ લખાય. જો કબુલાવે તો જમા લેતાં પેટામાં કબુલાત દેનારનું નામ લખાય. અને તેને એટલે હવાલો મંજુર રાખનારને ખાતે લહેણી રકમ ઉધરે.

૪૪. **ખાતાદારના ખાતામાં દેવું લહેણું** જોવું હોય તો ખાતાવહીમાં જોવું. જમા રકમમાંથી ઉધાર રકમ બાદ કરતા જેટલું વધે તેટલું દેવું, અને ઉધાર રકમમાથી જમા બાદ કરતાં જેટલું વધે તેટલું લહેણું ગણાય.

**પ્રશ્ન**—ખાતાદાર એટલે શું ? (૨) અ ની વતી ક રૂ. ૨) ભરે છે. (૩) ગ ને ત્યાં ન રૂ. ૩) કબુલાવે છે ! (૪) આપણે નામે ચ ને રૂ. ૧) રોકડો તથા રૂ. ૨) ની છીંટ ક ને ત્યાંથી અપાવી. (૫) ખાતાદારનું દેવું લહેણું શી રીતે જોવાય ? (૬) ગઈ કાલના રૂ. ૧૫) સિલક છે, કોઈ બે આસામીના કેટલાક જમા થયા, અને ત્રણ આસામીને અપાયા તોપણ રૂ. ૩૫) શ્રીજણસે રહે તેવો મેળ તમારી મરજી પ્રમાણે લખો. શિક્ષકે ખાસ આવો જમા ખરચ આપવો, જોવું ને સમજ પાડવી

## પાઠ ૧૩ મે. ઉપરટપકા વિષે.

૪૫. ઉછીની અથવા તુર્તની ક્ષમાં આવી શકે નહિ એવી રકમો યાદ રહેવાને વાસ્તે જમાખરચની અંદર નોંધી રાખવામાં આવે છે તેને *ઉપલેક કે ઉપરટપકું કહે છે. વાંધા ભરેલી રકમો, જાંગડ માલ, મુસાફરીમાં વાપરવાને સારૂ લીધેલો અનેજ, અને ચોપડો સાથે રાખવાનો જોગ ન હોય એવા પ્રસંગે પોતાની પાસે રાખેલી રકમો ઉપરટપકે રહી શકે.

તે લખવાની બે રીતો છે.

૪૬. **નામે લખવું. અને શ્રીજણસમાં બતાવવું.**

જેમને ઉછીનું નાણું આપવામાં આવે, તેમને નામે તે ઉધારવું અને પાછું આવે ત્યારે જમા કરવું, તેમજ જેમને ત્યાંથી ઉછીનું લીધું હોય; તેમને નામે જમા લેવું, અને પાછું આપી દેવામાં આવેથી ઉધારી નાખવું.

૪૭. ઉછીની રકમ 'શ્રીજણસે' માં છે, એમ સમજીને તેના પેટામાં પણ જણાવી શકાય; અને તે વખત આવે ત્યારે એવી રીતે લખાતી બંધ થાય. જો વાયદાસર પતી ના જાય તો રીતસર ઉપર પ્રમાણે ખાતે ચઢે.

૪૮. **જમાખરચમાં જે ખાતા સામે 'ઊ' કરેલું હોય તે રકમ ઉપર ટપકે છે** એમ સમજવું, એવી રકમો ખાતે ખતવવી નહિ. કદી ખતવાઇ ગઇ હોય તો ત્યાં પણ 'ઊ' નું નિશાન કરવું.

૪૯. **ઉપર ટપકે રહેલી રકમનું વ્યાજ ગણાય નહિ, જો વાયદા પ્રમાણે અદા ન થાય તો** જેના તેના ખાતે **ઉપાડ** થયો હોય **તે મિતિના લહેણા** ગણાય: અને તેજ તારીખથી વ્યાજની કસર મજરે લેવાય. જ્યારે એવી રકમો ખાતે ચઢાવવાનું કરે ત્યારે રોજમેળમાંથી 'ઊ'નું નિશાન છેકી કાંટું મારવું જોઇએ. અને ખાતાનું પાન ટાંકવું જોઇએ.

**પ્રશ્ન**—ઉપર ટપકું એટલે શું ? તેમાં ઊ દોરવાનો હેતુ શું ?

---

## પાઠ ૧૪ મો. અનામત અને તસલમાત.

૫૦. **કોઈ મુકરર આસામીને નામે ન હોય એટલે તકરારી રકમ હોય અથવા રક્ષણ માટે થાપણ મળી હોય તે અનામત** ખાતે જમા ઉધાર થઇ શકે. પેટામાં હકદાર આસામીનાં નામ નોંધાય. આવી રકમો ઉપર ટપકે પણ રાખી શકાય અને જમા ઉધાર નાખતાં સમગ્ર હકદારનાં નામ નોંધાય. અથવા એવી રકમ માલિકનું નામ લખેલી કાપલી સાથે એક જુદી થેલીમાં પણ રાખી શકાય.

---

* મૂળ શબ્દ ઉપલેખ. ઉપ=સંક્ષેપમાં લેખ=લખી રાખવું ઉપર=અંદર-શ્રીજણસની. ટપકું=ટપકાવી રાખવું.

**અમાનત**—આરબી ભાષાનો ખરો શબ્દ છે. સરકારી કામોની હરાજી રાખનાર લોકો કરાર પ્રમાણે વર્ત્તવાની જામીનગીરી પેટે થાપણ તરીકે જે રકમો સરકારને ડીપોઝીટ સોંપે છે તે રકમો સરકાર તીજોરીમાં અમાનત જમા રહે છે અને કામ પુરૂં કરેથી તેજ ખાતે ઉધારી જેની તેને પાછી દેવામાં આવે છે. રકમ મુકનારા પણ પોતાને ત્યાં તેજ ખાતે ઉધારે છે અને પાછી મળેથી જમા લે છે.

૫૧. **તસલમાત ખાતું**—અમલદાર વર્ગને સરકારી કામોમાં ખરચવાને સારૂ ખાસ અગાઉથી આશરે પડતી રકમ તીજોરીમાંથી આપવામાં આવે ત્યારે તે રકમ તસલમાત ખાતે ઉધારીને દેવાય છે. અને અમલદાર જ્યારે ખરચની વિગતવાર હકીકત પાવતીઓ સાથે રજુ કરે ત્યારે તસલમાત ખાતે જમા લઇ મુકરર ખાતે ઉધારે છે.

૫૨. **રસ્તામાંથી જડેલું હોય તે અનામત ખાતે** જમા રખાય, અને માલિકનો પતો ન લાગે ત્યારે તેજ ખાતે ઉધારી સરકારમાં ભરી દેવું જોઇએ. જો વટાવ ખાતે લઇ માંડી વાળીએ તો કાયદેસર ગુન્હો થાય છે

## મનોયત્ન ૨ જું. લેવડ દેવડની રકમોનો મેળ.

(૧) સં. ૧૯૫૮ના માગશર શુદ ૭ થી પુરાંત માટે રૂ. ૩૦૦ા=ા છે.

(૨) દવે લલ્લુ હરિશંકરની વતી પરી. દેવજી કાશીરામને ત્યાં રૂ. ૭) ભર્યા

(૩) ઘાંચી જીવા કાલુએ પરી. દેવજીભાઇ કાશીદાસને આપવાને રૂા. ૧) કહેવરાવ્યો.

(૪) કંસારા અમથા ટોકરને રૂ. ૫૧) પરી. દેવજીભાઇ કાશીદાસને ત્યાંથી અપાવરાવ્યા ( કલમ ૪૧ ).

(૫) શા. જીવણલાલ મોજીલાલ રૂા. ૧૮ા=ા અનામત મુકી ગયા.

(૬) પટેલ દેસાઇ કુબેરે શાહ હીરાચંદ ઝવેરને રૂા. ૫) આપવાની કબુલત નખાવી તથા તેમની દુકાનેથી આપણે નામે લખાવીને ૩ા= નું કાપડ લીધું. ( કલમ ૪૧ ).

(૭) રૂ. ૨) વટાવીને ૬૪ લેખે પૈસા લીધા. (કલમ ૧૫ થી જણસેમાં.)

(૮) પહેરવાને સારૂ લીધેલા ધોતી જોટામાંથી રૂ. ૪ નું એક ૪૨૬ કંસારા અમથા ટોકર લઇ ગયા તેમાં તેમણે રૂ. ૨) ભર્યા. ( ક. ૩૮ ).

( જુઓ મેળના નમુના).

## પાઠ ૧૫ મો. વટાવ કે દલાલીનો જમાખરચ.

દલાલ કે કમિશન એજંટ થવામાં કેટલાક ખાસ ગુણ જોઇએ. મુડી એટલે ભંડોળ ન હોય તો ચાલે પણ જાતે ચંચળ, પ્રમાણિક, ટાંપુ ખાવામાં ચાલાક, બજારની રૂખ અને ગ્રાહકનું મન પારખવામાં ચતુર હોય તો વગર નાંણે ઘણું કમાઇ શકે છે.

૫૩. હરકોઇ જણસના વેપારમાં નફો તોટો હોય તે વટાવ કહેવાય અને તેનો જમાખરચ નાખવાનું ખાતું હોય તે 'વટાવ ખાતું' કહેવાય. **હરેક જાતની પરચુરણ આવક જાવક વટાવ ખાતે જમા ઉધાર થઈ શકે.** વટાવના પેટામાં સમાસ થાય એવી બાબતો.-

(૧) પૈસા વેચવામાં મળેલો નફો, (૨) નાણાંનો મોં બદલો કરવામાં લીધેલી કસર, (૩) આડત દલાલી કે કમિશન, (૪) હરેક જાતનું ઇનામ. (૫) ખત કે અરજી વગેરેની લખામણી (૬) દીકરાના સાસરેથી વ્યવહારમાં આવેલી રકમ. (૭) નવારસિયા મિલકત, અથવા ફાલતુ **પેદાશને વટાવ ખાતે જમા** લઇ શકાય; તેમજ (૮) વેપારમાં આવેલી ખોટ, (૯) લહેણામાં મૂકેલી છૂટ. (૧૦) ગુમ થયેલી કે બક્ષીસ કરેલી રકમ; વટાવ ખાતે ઉધારી શકાય.

૫૪. કોઇ વસ્તુ ઉપર નફો મેળવવાની આશાએ ખરચ કરવો પડે તો તે ખરચ તેજ વસ્તુની કીમત પર ચઢે; એવાં કામમાં નફો આવે તે ઉધારેલા ખાતે જમા થાય. પછી જ્યારે નફાની આશા બંધ પડે ત્યારે તે રકમ ઉધરેલા ખાતે જમા લઇ વટાવ ખાતે ચઢે.

૫૫. **વટાવની રકમ જે લહેણી રહે તે** વટાવ ખાતે જમા લઇને દેણદારને **ખાતે ઉધરે.** પેટામાં તેની બાબત લખાય.

૫૬. **વટાવની** રકમ જે **દેવી** રહે તે લહેણદાર **આસામીને** ખાતે જમા **થઇ વટાવ ખાતે** ઉધરે.

**પ્રશ્ન**—વટાવની વ્યાખ્યા (૨) તેમાં કઇ બાબતોનો સમાસ થાય ? (૩) બીન વેપારી લોકો વટાવ પડે તે શા ખાતે ઉધારે ? (૪) અ ને રોજ વકીલ ફીના રૂ. ૨૮) મળે છે, બ ને મારફતિયાના ધંધામાં રોજ પાંચ રૂા. પડે છે, તો તે શા ખાતે જમા થાય ? (૫) ઘરમાં વાપરવાને સારૂ રૂ. ૨)ના પૈસા મગાવ્યા તેનો જમાખરચ પડે કે નહિ. (૬) સોનાનાં કડાં રૂ ૨૨૫) માં રાખ્યા અને તુર્ત રૂ. ૨૨૨)થી વેચવા પડયાં તે શી રીતે નામે લખાય ? એ વેપાર ઉધારે થયો હોય તો કેમ લખાય ?

**મનોયત્ન ૩ જું. દલાલીનો ધંધો-વટાવ ખાતું.**

(૧) સં. ૧૯૫૮ માગશર વદ ૧ નો મેળ લખો. પોતામાં રૂ. ૩૧૪) છે.

(૨) **અ** મામાને લધાઇ આપી તે બદલ રૂા. ૫) મળ્યા. **બ** બજારમાંથી રૂ. ૧) જડયો (ક. ૫૨) **ક** પટેલ માધવજીને કંઠી અપાવી તેમાં દલાલીનો રૂ. ०॥ લીધો, **ડ** ઘસારો લાગેલો રૂ. ૬) દા. ०॥। ભાવથી રાખ્યા. (કલમ ૫૩.)

(૩) ધોરાજી પાંજરાપોળ લોટરીનો નં. ૩૩૪, અને ગીરનારનો નં. ૨૦૩૦૫. રાખીને રૂ. ૨) દલાલ દલસુખને આપ્યા. ( ક. ૫૪. )

(૪) શાહ રણછોડ બાપુજીને ચાંદી અપાવી, તે ઉપર દોકડા લેખે દલાલી ગણતાં રૂ. ૧॥= થાય છે. તે પરી. દેવજી કાશીદાસને ત્યાં જમા રહ્યા. (ક. ૫૫.) **અ** ખેતરની સોંથના રૂ. ૩૨॥ આવ્યા. (ક. ૨૮.)

(૫) રૂ. ૧૦) ના ૬૬ ના ભાવે પૈસા લઇને ૬૪ ના ભાવે વેચાણ કર્યા. (ક. ૫૨ માં ૧ લી.) **બ** આંબાની કેરીઓ રૂ. ૪૦) માં ઉધડી આપી. (ક. ૨૮.)

(૬) કાપડિયા અમૃતલાલ ગોરધનની દુકાનેથી પાઘડી ૧, તથા છીદડી ૧ રૂ. ૭॥ માં લીધાં, અને ઠાકર ભજગોવિંદ પાનાચંદને રૂ. ૮) થી આપ્યાં. વેપાર રોકડેથી થયો. (કલમ ૫૩.)

(૭) સોનાનો ગલુબંધ એક રૂ. ૫૦ થી રાખી, રૂ. ૪૫) માં વેચી દીધો. (ક. ૫૩ મી.) **બ** વિઘોટીના રૂા. ૮॥= સરકારને ભર્યા. (ક. ૨૮)

(૮) પરી. દેવજી કાશીદાસને ત્યાં રૂ. ૨૩॥= મોકલ્યા, તેમાં રૂ. ૫) બોબડા હોવાથી તેમણે દર રૂપીએ બે પૈસા પ્રમાણે વટાવ કાપીને જમા લીધા. ( ક. ૪૨ તથા ૫૩ માં ૨ જી. ) ( જુઓ નમુનામાં. )

## પાઠ ૧૬ મો. વ્યાજુ ધંધાનો હિસાબ રાખવા વિષે.

૫૭. ગર્ભ શ્રીમંત કે નાણાંવાળા વ્યાજુ ધંધો ચલાવે છે. તેઓ પોતાની મુડી લોકોને ધીરવામાં, કારખાનાંના શેર રાખવામાં, સરકારની કે મ્યુનિસિપાલેટીની લોન અથવા પોષ્ટલ કૅશ સર્ટિફિકેટમાં રોકે છે. એ ધંધો કરવામાં જે નફો મળે છે તેને **વ્યાજ** કહે છે, અને તેનું જમાખરચ નાખવાના ખાતાને **'વ્યાજ ખાતું'** કહે છે.

૫૮. **વ્યાજ રૂપે બીજી રકમો**—જેમને નાણું ધીરવામાં આવે છે તેમની પાસેથી વ્યાજના દર ઉપરાંત વિશેષ નફો લેવામાં આવે છે, તેનાં નામ દેશ રિવાજ પ્રમાણે હોય છે. જેમકે ખાંધું માંડતાં **'ચઢાવો,'** ખાતે ધીરતાં **'કોથળી છોડામણી'** ખાતું મંડામણી કે હકસાઇને નામે વટાવ લેવામાં આવે છે, જેનાં નામ દેશ રિવાજ પ્રમાણે હોય છે. **એવી રકમો હોય તે વ્યાજ ખાતેજ જમા લેવામાં આવે છે.**

૫૯. જેને રકમ ધીરીએ તે દેણુદાર કહેવાય અને તે કલમ ૪૦ પ્રમાણે ઉધરે, તેમજ જેની જમા માંડીએ તે લહેણુદાર કહેવાય અને તે કલમ ૪૨ પ્રમાણે જમા થાય. તથા પેટામાં વ્યાજનો ઠરાવ લખાય.

૬૦ ખાતે ધીરતી વખતે વટાવ તરીકે જે વિશેષ રકમ લેવાની હોય તે જો ધીરવાની રકમમાંથી કાપી હોય તો ખાતાદારને ખાતે પૂરી રકમ ઉધરે; અને કાપેલી રકમ વ્યાજ ખાતે જમા થાય. (જુઓ મનોયત્ન.)

અ જો ધીરેલી રકમમાંથી વટાવની રકમ કાપી લેવી ન હોય તો વટાવ સહિત ખાતાદારને ખાતે ભર રકમ ઉધરે અને વટાવની રકમ વ્યાજ ખાતે જમા થાય. (જુઓ મનોયત્ન.)

૬૧ ખાતાદારની પાછલી રકમ માંડીવાળી નવું ખાતું બનાવવું હોય તો જુનું લહેણું વસુલ ગણી જમા કરવું અને એકંદર રકમ નવેસરથી તેને ખાતે વિગતવાર ઉધારવી. પછી રકમ આપતી વખતે પાછલા લહેણાની રકમ કાપી લેવી. ( જુઓ મનોયત્ન. )

## પાઠ ૧૭ મો વ્યાજ ગણુવા વિષે.

૬૨. દર વર્ષે દિવાળી ઉપર, ખાતાનું વર્ષ બદલાય ત્યારે, કે ખાતું સરભર થવાનું હોય એવા પ્રસંગે વ્યાજ ગણુવાં પડે છે.

૬૩. વ્યાજ ગણુવાનું કામ છૂટા કાગળો ઉપર રાખે તો કાયમનો દાખલો રહી શકે નહિ અને નજર દોષ પકડાય નહિ માટે તે કામને સારૂ જે ચોપડો રખાય છે તેને **વ્યાજવહી** કહે છે. ખાતાવહી ઉપરથી તે તૈયાર થાય છે. તેમાં હરેક ખાતાનું વ્યાજ શી રીતે ગણ્યું; અને કેવી રીતે કસર કાપી હતી તેનો દાખલો જરૂર પડે મળી આવે છે. (જુઓ વ્યાજવહી.)

૬૪. વ્યાજ બે પ્રકારનાં છે. અ સાદું. બ **દીવાળી બાકી** કે ચક્રવૃદ્ધિ,

૬૫. ખાતે લહેણું હોય તે તારીખથી તે હિસાબની ચોખવટ થાય ત્યાં સુધી સળંગ વ્યાજે ગણુવું તેને સાદું વ્યાજ કહે છે. જેમકે—

ગરાસીઆ જીવણજી દલજી પાસે ૧૯૫૫ના ચૈત્ર સુદ ૧૨ થી સં. ૧૯૫૮ના ચૈત્ર સુદ ૫ સુધી લહેણું છે તે મુદતનું સળંગ વ્યાજ ગણીને બાકી કાઢી છે.

( જુઓ નમુનામાં. )

૬૬. વર્ષો વર્ષ ખાતાની રકમોનો હિસાબ કરી વ્યાજ ચઢાવવું તેને **દીવાળી બાકી કે ચક્રવૃદ્ધિ વ્યાજ** કહે છે. બહુધા દીવાળીએ વર્ષ બદલાય છે, ને હિસાબની ચોખવટ થાય છે, માટે દીવાળી બાકી નામ પડેલું હોવું જોઇએ.

૬૭. દીવાળી બાકી વ્યાજ ત્રણ રીતે ગણાય છે માટે તેનાં ત્રણ

નામ છે. (૧) કાપીકાપ્યું કે કપાતું વ્યાજ (૨) વારેવારિઉં વ્યાજ (૩) કાંધાનું વ્યાજ.

૬૮. આસામીના ખાતે જે રકમો જમા ઉધાર થઇ હોય તે પરસ્પર લેવડ દેવડમાં વગે પડતી સમાવીને જે વ્યાજ ગણ્યું હોય તેને કાપી કાપ્યું કે કપાતું વ્યાજ કહે છે. ( જુઓ ખોખું ૨-૩ જું અને વ્યાજવહી.)

૬૯. જે કાપી વ્યાજમાં તિથિ સાથે વારની મેળવણી રાખવામાં આવે છે તેને વારેવારીઉં વ્યાજ કહે છે. ( જુઓ પૃષ્ટ ૨૩ મું. )

૭૦. નિયમિત મુદતે થોડે થોડે વસુલ લેવાની સરતે ધીરેલી રકમને કાંધું માંડયું કહે છે. અને તેમાં ખરેલી રકમનું જે વ્યાજ ગણાય તેને કાંધાનું વ્યાજ કહે છે. ( જુઓ નમુનામાં. )

૭૧. અધિક માસ હોય તે સાલમાં તો તેર માસનું વ્યાજ ગણાય.

હરકોઇ ખાતાનું વ્યાજ ગણવામાં નીચેની કૃતિ થાય છે. (૧) ખોખું કરવું. (૨) મુદત ભરવી. (૩) સર ગણવા. (૪) કસર અથવા છુટ કાપવી. (૫) વ્યાજ ગણવું. (૬) તારીજ દોરવી.

---

## પાઠ ૧૮ મો. વ્યાજને સારૂં ખોખું બનાવવું.

૭૨. જમા ઉધાર થયેલી રકમોને વ્યાજ ગણવાના રૂપમાં ગોઠવીએ, તેનું નામ વ્યાજનું ખોખું બનાવ્યું એમ કહેવાય.

**ખોખું બનાવવાની રીત**—ખાતાવહીનો ચોપડો પકડો, અને વ્યાજ ગણવું હોય તે ખાતું કાઢી સામે મૂકો. પછી કાગળ, પાટી કે ચોપડી ઉપર એક આડી લીટીએ લખો કે 'અમુક ખાતાનું અમુક સાલનું વ્યાજ, રામ આટલા લેખે, ખાતાવહી પાન અમુક' પછી જમા ઉધાર દોરી ખાતાવહીમાં જુઓ. અને ખાતે પડેલી રકમો એક બીજાના પેટામાં સમાવો.

### દીવાળી બાકી વ્યાજ ગણવાનું ખોખું ૧ લું.

કંસારા અમથા ટોકરના ખાતાનું વ્યાજ. સં. ૧૯૫૮. ખાતાવહી પાનું ૪.

| જ | ઉ |
|---|---|
| રૂ. ૮ાા ચૈત્ર સુદ ૫. | રૂ. ૫૧) માગસર સુદ ૭ |
| રૂ. ૬) અસાડ સુદ ૧૩. | રૂ. ૮ાા |
| રૂ. ૬ાા—ા બાદરવા સુદ ૮. | રૂ. ૬). |
| બાકી આસો વદ ૦)). | રૂ. ૬ાા—ા. |
| રૂ. ૨૯ાા—ા | રૂ. ૨૯ાા—ા બાકી. |

**સમજુતી**—કંસારા અમથા ટોકરના ખાતાનું વ્યાજ ગણવું છે, માટે તેનું મથાળું લખી જમા ઉધાર દોર્યા. પછી ખાતાવહીમાં જમા ઉધાર બાજુની રકમો જોઇ;

જમા કરતાં ઉધારની રકમ મોટી છે, એટલે લહેણું ઘણું છે માટે ઉધારમાં પહેલો સળ ખાલી રાખીને રૂ. ૫૧) મિતિ સાથે ઉતાર્યા પછી જમા તરફ જોયું. રૂ. ૮ાા, રૂ. ૬), અને રૂ. ૬ાા~ાા જમા છે, તે લહેણી રકમ રૂપીઆ એકાવન પેટે મજરે લઇ શકાશે; માટે જમા બાજૂએ એ ત્રણ રકમને ઉતારી લીધી; પછી ઉધારમાં એકાવનના પેટામાં સમાવી બાદ કરી તો બાકી રૂ. ૨૯ા~ાા રહે છે. આ પછી બીજી લેવડ દેવડ થઈ નથી, તેથી ખાતામાં છેવટ બાકી લહેણા રૂ. ૨૯ા~ાા રહ્યા, એમ સમજીને તેના સામે લખ્યું કે 'બાકી લહેણા' પછી બંને બાજુએ સરભર થવા સારૂં જમા બાજુએ પણ બાકી લહેણા રૂ. ૨૯ા~ાા લખ્યા.

**તાળો**—ખોખામાં બાકી રહે તેજ પ્રમાણે ખાતાવહીમાં પણ ખાતે બાકી રહેતી હોય તો બનાવેલું ખોખું ખરૂં છે, એમ સમજવું.

---

## પાઠ ૧૯ મો. દીવાળી બાકી વ્યાજ ગણવાનું ખોખું ૨ જું.

દેસાઈ નાથજી ભોગીલાલના ખાતાનું વ્યાજ સં. ૧૯૫૮ આસો વદ ૦)) સુધી ખા. પા. ૩.

| જ | ઉ |
|---|---|
| રૂ ૧૨૫) કાતક સુદ ૧ | રૂ. ૯૭ાા પોષ વદ ૭ |
| રૂ. ૯૭ાા | રૂ ૮૪ાાા~ ફાગણ સુદ ૩ |
| રૂ. ૨૭ાા | રૂ. ૨૭ાા પાવધારો |
| રૂ. ૭ાા પોષ વદ ૭ | રૂ. ૭ાા |
| રૂ. ૨૧ા અસાડ સુદ ૧૩ | રૂ. ૨૧ા |
| ઉ | રૂ. ૨૮ાા~ |
| બાકી આસો વદ ૦)) | રૂ. ૬૦ાાા જેઠ સુદ ૨ |
| રૂ. ૨૮ાા~ | |
| રૂ ૬૦ાાા | |
| જુમલે રૂ. ૮૯ા~ બાકી લહેણા | |

**સમજુતી**—નાથજી દેસાઈના ખાતામાંથી ખોખું બનાવતાં જમામા રૂ. ૧૨૫) અને ઉધારમાં રૂ. ૯૭ાા ઉતાર્યા. પછી બંને રકમ તરફ જોયું તો જમાની રકમ મોટી છે માટે તેના પેટામાં ઉધારના રૂ. ૯૭ાા ને સમાવ્યા બાકી રૂ. ૨૭ાા વધ્યા એ રૂપિયા દેવા રહ્યા એમ ગણાય.

હવે ઉધારમાં જોતાં રૂ. ૮૪ાાા~નો ઉપાડ છે તેમાંથી એ રકમ મજરે લઇ શકાશે, તેથી ઉધારમાં બીજી રકમ રૂ ૮૪ાાા~ ઉતારીને તેના પેટામાં રૂ. ૨૭ાા સમાવ્યા.

હવે જમા તરફ જોતાં રૂ. ૭ાા અને ૨૧ા આવેલા છે, તે પણ ઉધારની રૂ. ૮૪ાાા~ વાળી રકમમાં મજરે આવી શકે એમ છે; માટે રૂ. ૨૭ાા પછી બીજા નંબરે રૂ ૭ાા, અને ત્રીજા નંબરે રૂ. ૨૧ા લખી ત્રણે રકમ બાદ કરી; બાકી રૂ. ૨૮ાા~ લહેણો પડયો તે પછી કોઈ રકમ જમા થઇ નથી, પણ રૂ. ૬૦ાાા વાળી રકમ ઉધરી છે. તેથી બંને રકમના સરવાળા જોગ એટલે રૂ. ૮૯ા~ કુલ બાકી લહેણા રહ્યા. હવે ખાતાની સાથે મેળવતાં આંકડો મળે છે માટે આ ખોખું ખરૂં છે. ( ખાતાવહીમાં જુઓ. )

## પાઠ ૨૦ મો. ખોખામા મુદત ભરવાની રીત.

હંસારા અમથા ટોકરના ખાતાનું વ્યાજ સં. ૧૯૫૮ ખોખું. ખા. પા. ૪.

| જ | ઉ |
|---|---|
| રૂ. ૮ાા ચૈત્ર સુદ ૫ દિ. ઉધાર | રૂ. ૫૧) માગશાર સુદ ૭ |
| રૂ. ૬) અસાડ સુદ ૧૩ દિ. ઉ. | રૂ. ૮ાા માસ ૩ાા ૧૩ |
| રૂ. ૬ાા=ાા ભાદરવા સુદ ૮ દિ ઉ. | રૂ. ૬) માસ ૭)૬ |
| ઉ | રૂ. ૬ાાા=ાા માસ ૯) ૧ |
| બાકી આસો વદ ૦)) | |
| રૂ. ૨૯ાા¬ાા દિ. ઉ. | રૂ. ૨૯ાા¬ાા બાકી, ૧૦ાા૮ |

આ ઉપરથી એમ ઠરે છે કે રૂ ૫૧) પૈકી, રૂ. ૮ાા ચૈત્ર સુદ ૫ સુધી, રૂ ૬) અસાડ સુદ ૧૩ સુધી, રૂ. ૬ાા=ાા ભાદરવા સુદ ૮ સુધી અને રૂ. ૨૯ાા¬ાા આસો વદ ૦)) સુધી લહેણા રહ્યા માટે એ દરેક રકમ ઉપાડ થયા તારીખથી એટલે માગશર સુદ ૭ થી ખાતે રહી એમ ઠરે છે, તે કારણથી નીચે પ્રમાણે મુદત ગણાઇ ત્ર રૂ. ૮ાા માગશાર સુદ ૭ થી ચૈત્ર સુદ ૫ સુધી લહેણા રહ્યા માટે તેની મુદતના ૩ાા માસ ૧૩ દિવસ આવ્યા તે ઉધાર બાજુએ રૂ. ૮ાા સામે ટાકયા છે કારણ આપણા રૂ. ૮ાા મુદ્દલ હતા તે ૩ાા માસ ૧૩ દિવસ સુધી લહેણા રહ્યા, તેથી તે રકમનું તેટલી મુદતનું વ્યાજ મળવાને સારૂ મુદતનો આંકડો ઉધારમાં ટાંકીને જમા બાજુએ રૂ. ૮ાા ની સામે શેરો માર્યો કે 'દિન ઉધાર' છે. ઇત્યાદિ

---

## પાઠ ૨૧ મો. મુદત ભરેલું ખોખું ૨ જું.

દેસાઇ નાથજી ભોગીલાલના ખાતાનું વ્યાજ. સં. ૧૯૫૮ ની સાલનું ખા. પા. ૩.

| જ | ઉ |
|---|---|
| રૂ. ૧૨૫) કાતક સુદ ૧ | રૂ. ૭૭ાા પોષ વદ ૭ દિ. જમા. |
| રૂ. ૯૭ાા મા. ૨ાા ૬ | રૂ ૮૪ાાા¬ ફાગણ સુદ ૩ |
| રૂ. ૨૭ાા મા. ૪)૨ | રૂ. ૨૭ાા દિ. જ. |
| રૂ. ૭ાા પોષ વદ ૭ મા ૧) ૧૧ દિ | રૂ. ૭ાા દિ. જ. |
| રૂ. ૨૧ા અસાડ સુદ ૧૩ દિ. ઉ. | રૂ. ૨૧ા મા ૪)૧૦ |
| બાકી આસો વદ ૦)) | રૂ. ૨૮ાા¬ મા. ૭ાા ૧૨ |
| રૂ. ૨૮ાા¬ દિ. ઉ. | રૂ. ૬૦ાાા જેઠ સુદ ૨ મા. ૪ાા ૧૩ |
| રૂ. ૬૦ાાા દિ. ઉ. | |
| ૮૯ા¬ નકકી. | |

**સમજુતી**—ઉપલું દેસાઇ નાથજી ભોગીલાલનું ખાતુ જુઓ. રૂ. ૧૨૫) કાર્તક સુદ ૧ ના દેવા છે તે પેટે રૂ. ૯૭ાા પોષ વદ ૭ મે આપ્યા, અને રૂ. ૨૭ાા બાકી દેવા રહ્યા; તે રૂ. ૮૪ાાા¬ ની રકમમાંથી ફાગણ માસમાં મજરે આપ્યા. માટે દેસાઈ નાથજીને રૂ. ૧૨૫ નું વ્યાજ મજરે આપવું જોઇએ, એમ ઠરે છે તેથી તેની મુદત નીચે પ્રમાણે ટાંકી.

રૂ. ૯ાા કાર્તક સુદ ૧ થી પોષ વદ ૭ સુધી રહ્યા; માટે તેની મુદત રાા માસ ૬ દિવસ થઇ, તે જમા બાજૂએ લખી અને ઉધારમાં રૂ. ૯ાા ની સામે શેરો માર્યો કે ' દિન જમા ' ઈત્યાદિ.

એમ કાપણી કરતાં બાકી રૂ. ૨૮ાા– નીકળે તે જમા બાજુએ જઇ શકતા નથી, તેથી આ રૂપીઆ ફાગણ સુદ ૩ થી આસો વદ ૦)) સુધી લહેણા રહ્યા ગણાય. એવું સમજીને તેની મુદત ગણી તો ૭ાા માસ ને ૧૨ દિવસ આવી. તે રૂ. ૨૮ાા– ની પાસે ઉધારમાં લખી, કેમકે તેટલી મુદતનું વ્યાજ લહેણું રહેશે.

બીજી રકમ રૂ. ૬૦ાા ની ઉધારમાં રહે છે; તે જેઠ સુદ ૨ થી લહેણી છે માટે આસો વદ ૦)) સુધી રહી એવું માનીને, તેની મુદત ગણતાં ૪ાા માસ ને ૧૩ દિવસ આવ્યા; તે રૂ. ૬૦ાા ની જમણી પડખે લખ્યા.

આ બંને રકમોની, મુદત ઉધાર બાજૂએ ભરાઈ તેથી જમા તરફ શેરો માર્યો છે કે ' દિન ઉધાર ' માં ગણાય છે.

---

## પાઠ ૨૨ મો વારેવારિયા વ્યાજની મુદત ભરેલું ખોખું.

મુંબઇના પરી. શામળભાઇ નથુભાઈના ખાતાનું વ્યાજ. સં. ૧૯૫૮ દા. ૦ાા. પા. ૧.

| જ | ઉ |
|---|---|
| રૂ. ૨૦૦) ચૈત્ર સુદ ૫ ને રવી. દિ. ૨૯ | રૂ. ૩૨૫) વૈશાખ સુદ ૩ શનિ. |
| રૂ. ૩૦૦) અસાડ સુદ ૨ સોમ | રૂ. ૨૦૦) દિ. જ. |
| રૂ. ૧૨૫) દિ. ઉ. | રૂ. ૧૨૫) મા. ૧ાા ૧૩ |
| રૂ. ૧૭૫) મા. રાા ૯ | રૂ. ૨૭૫) ભાદરવા વદ ૧૨ રવી. |
| રૂ. ૯૯) ભાદરવા સુદ ૧૫ બુધ દિ. ૧૨ | રૂ. ૧૭૫) દિ. જ. |
| બાકી આસો વદ ૦)). | રૂ. ૯૯ દિ. જ. |
| રૂ. ૧) દિ. ઉ. | રૂ. ૧) બાકી. માસ ૧)૨ |

## પાઠ ૨૩ મો વારેવારિઉ વ્યાજ ગણવાની રીતો.

૭૩. રીત ૧ લી. સાધારણ પક્ષે મહિનાના દિવસ ૩૦ છે પરંતુ ચાંદ્ર માસ ૨૯ાા દિવસનો હોવાથી અર્ધા તિથિનો ક્ષય આવે છે, એટલે ૨૯ાા દિવસનો મહિનો ગણાય છે, તેથી દરમાસે દિને ૦ાા પ્રમાણે કાપવાથી વારની કસર નીકળી જાય છે. જેમકે—

પરી. શામળભાઇનું ખાતું જુઓ. તેમાં રૂ. ૧૨૫) ની રકમ વૈશાખ સુદ ૩ ને શનિવારની છે, તે જમા તરફ અસાડ સુદ ૨ ને સોમવારના પેટામાં સમાઈ છે. માટે તે રકમની સાદી રીતે મુદત ગણતાં ૧ાા માસ ૧૪ દિવસ એટલે લગભગ બે માસ થાય છે તેમાંથી દરમાસે દિન ૦ાા લેખે ગણીને એક દિવસ કપાતાં ૧ાા માસ ૧૩ દિવસ રહે માટે તે મુદત ખોખામાં ઉધાર બાજુએ રૂ. ૧૨૫ ની પાસે નોંધી.

રીત ૨ જી—મહિને અર્ધા દિવસની કસર કાપીને અંદાજ મેળવવો. પછી તિથિ પ્રમાણે સાદી મુદત ગણવી. તેમાં માસ આવે તેનાં પખવાડિયાં

કરવાં. પછી શરૂ મિતિએ જે વાર હોય તે પછીના વારથી પખવાડિયાં જેટલા વાર છોડી દેવા, પછી એ રીતે ગણતાં છેવટે જે વાર આવે ત્યાંથી આપેલી મિતિના વાર સુધી ગણવું. તેમ કરવાથી જેટલા દિવસ નીકળે તેટલા દિવસ પહેલાંના માસ ઉપર ચઢાવવા. જેમકે—

ઉપરના દાખલામાં—સાદી રીતે ૧૧-૧૪॥ દિવસ આવે છે. તેમાં ૧૧ માસનાં પખવાડિયાં ૩ થાય. શરૂ મિતિ વૈશાખ સુદ ૩ને શનિવાર છે માટે શનિવારથી ત્રણ વાર છોડી દેતાં છેવટે બુધવાર આવે છે. માટે બુધથી ૧૪ દિવસે મંગળવાર આવે, પણ આપણે તો સોમવારનો ખપ છે; તેથી એકવાર-એક દિવસ ઓછો લેતાં ૧૧ માસ ને ૧૩ દિવસ આવે, માટે તેજ આંકડો ખોખામાં લીધો.

## પાઠ ૨૪ મો. વ્યાજના ખોખામાં સર ભરવા.

૭૪. ખાતાદારને ધીરેલી રકમ હોય તેને **મુદ્દલ** કહે છે, તે જેટલા દિવસ બાકીમાં રહે તેને **મુદત** કહે છે, અને એ બંનેના ગુણાકારને **સર** કહે છે, દરેક વ્યાજમાં રકમને ડાબે પાસે તે સર લખાય છે.

૭૫. સર બે જાતનો છે. **અ પાકો વ કાચો.**

મુદ્દલ×મહિના=**પાકો સર**. અને મુદ્દલ×દિવસ=**કાચો સર. કાચો સર**÷૩૦=**પાકો સર આવે.** ૩૦ વડે ભાગતાં ચાર શેષ રહે તો છોડી દેવી. તેથી અધિક રહે તો ભાગાકારમાં પા વધારવો. જેમકે-૧૦૨ કાચો સર છે તેને ૩૦ વડે ભાગતાં ૩ા ને ૪ા શેષ રહે છે માટે ૩ા ને બદલે ૩॥ પાકો સર ગણવો.

### ખોખામાં સર ભરવાની રીત. અ.

કંસારા અમથા ટોકરના ખાતાનું વ્યાજ સં. ૧૯૫૮ ના આસો વદ ૦))

| જ | ઉ |
|---|---|
| ૦ રૂ. ૮॥ ચૈત્ર સુદ ૫ દિ. ઉ. | ૪૫૮) રૂ. ૫૧) માગશર સુદ ૭ |
| ૦ રૂ. ૬) અષાડ સુદ ૧૩ દિ. ઉ. | ૩૩॥ રૂ. ૮॥ મા. ૩॥ ૧૩ |
| ૦ રૂ. ૬॥=॥ ભાદરવા સુદ ૮ દિ. ઉ. | ૪૩ા રૂ. ૬) મા. ) ૬ |
| ઉ | ૬૨॥ રૂ. ૬॥=॥ મા. ૯)૧ |
| ૦ બાકી આસો વદ ૦)) | ૬૧૮॥ રૂ. ૨૯॥-॥ બાકી મા. |
| ૦ રૂ ૨૯॥-॥ દિ. ઉ. | ૪૫૮) ૧૦॥ ૮ |

સમજુતી—ઉપલું ખોખું જુઓ. રૂ. ૮॥ મુદ્દલને ૩॥ માસે ગુણ્યા તો ૨૯॥ પાકો સર આવ્યો, પછી રૂ. ૮॥ ને ૧૩ દિવસે ગુણતાં ૧૧૦॥ કાચો સર આવ્યો તેને ૩૦ થી ભાગ્યા તો ભાગાકાર ૩॥ ને શેષ પા રહ્યા. પા શેષને પા ગણી ભાગાકાર ૩॥ માં વધાર્યાં, તો ૩॥ પાકો સર આવ્યો. તેને પ્રથમના ૨૯॥ સરમાં ઉમેરતાં કુલ સર ૨૯॥+૩॥=૩૩॥ થાય છે; તે રૂ. ૮॥ ની ડાબી બાજૂએ લખ્યો, અને જમા બાજૂએ સરને સામે મીંડું મૂક્યું. ઇત્યાદિ.

## પાઠ ૨૫ મો. વ્યાજના સરની વ્યવસ્થા.

૭૬. સર ગણાઇ રહે એટલે પેટા રકમોના સર હોય તે મુખ્ય રકમને મથાળે લેવા જેમકે—

અ કંસારા અમથા ટોકરના ખાતામાં રૂ. ૫૧) ચાર કડકે મજરે આવે છે; માટે ચાર પેટા સરનો સરવાળો ૪૫૮ રૂ. ૫૧) ને મથાળે લખ્યો.

દેસાઇ નાથજી ભોગીલાલના ખાતામાં જમા રૂ. ૧૨૫) છે, તે બે હપ્તે અદા થાય છે, માટે બે પેટા રકમના સરનો સરવાળો ૩૭૫ થાય તે રૂ ૧૨૫) ની આગળ નોંધ્યો.

૭૭. **પેટા રકમના સર ગોઠવાઈ જાય એટલે જમાના સરનો સરવાળો જમા તરફ, અને ઉધારનો ઉધારમાં ટાંકવો** જેમકે—

અ કંસારા અમથાના ખાતામાં જુઓ. જમાનો કુલ સર ૦, અને ઉધારનો સર ૪૫૧ાા માંડયો. (જુઓ નમુનામાં.)

૭૮ પછી **એ બેઉ સરની બાદબાકી કરવી. જો જમાના સરમાંથી ઉધારનો સર બાદ થતો હોય તો વધેલો સર 'દેવો પડયો' એમ સમજવું.** જો ઉધારમાંથી જમાના સર બાદ કરવો પડે તે બાકી રહેલો સર લહેણો રહે એવું માનવું. જેમકે—

અ પરી. શામળભાઇનું ખાતું જુઓ જમાના સર ૭૭૨ માંથી ઉધારનો સર ૨૫૧ કમી કરતાં ૫૨૧ સર વધે, તે 'દેવો પડયો,' એમ કહેવાય

બ કંસારા અમથાના ખાતામાં ૪૪૪નો સર બાકી રહે છે, તે 'લહેણો થયો એમ કહેવાય (જુઓ વ્યાજ ગણેલા નમુના.)

---

## પાઠ ૨૬ મો. વ્યાજ ગણતાં કસર કાપવાની રીત.

૭૯ **વ્યાજનો આંકડો નક્કી કરતાં બે રીતે કસર કાપવામાં** આવે છે. અ **વ્યાજના સર** ઉપર, બ **વ્યાજની રકમ ઉપર.**

૮૦ **વ્યાજના સર ઉપર બે રીતે કસર કપાય છે અ દિન ૦ાા** લેખે. પંચોતરી અથવા સેંકડે પાંચનો સર.

### વ્યાજના સર ઉપરથી કસર કાપવી.

૮૧ જમા ઉધાર સરની બાદબાકીમા જે સર વધ્યો હોય **તેને અર્ધાએ** ગણી ત્રીસે ભાગવા. અથવા વધે ા મ નો સ ઠમો **ભાગ લેવો, અને** તે ભાજ્ય રકમમાંથી બાદ કરવો એટલે દિન **૦ાા લેખે કપાત થશે.**

કંસારા અમથા ટોકરના ખાતામાં વધેલા સર ૪૫૧ાા ને ૪૬ાા÷૩૦=ાાા

આવ્યા, તે બાદ કરતાં ૪૪૪) સર બાકી રહે છે ( જુઓ વ્યાજ ગણી નક્કી કરેલા નમુનામાં. તથા વ્યાજવહીમાં. )

૮૨ **જમા ઉધાર સરની બાદબાકીમાં સર વધ્યો હોય તેને પાંચે ગુણી સોએ ભાગવા, અથવા વીસમો ભાગ લેવો અને તે ભાજ્ય રકમમાંથી બાદ કરવો. એટલે સેંકડે પાંચનો સર કપાત થશે.** જેમકે દેસાઇ નાથજી ભોગીલાલના ખાતામાં વધેલા સર ૨૩૧ × ૫÷૧૦૦= ૧૧ પંચોતરી આવી, તે ૨૨૧ માંથી બાદ કરતાં ૨૧૯ાા નો સર બાકી રહે છે. ( જુઓ વ્યાજ ગણેલા તૈયાર નમુના. )

## વ્યાજના આંકડા ઉપર કસર કાપવી.

૮૩ **કેટલેક ઠેકાણે વ્યાજના આંકડા ઉપર છૂટ મૂકવાનો રિવાજ હોય છે. દોકડા લેખે છુટ આપવી હોય તો વ્યાજની રકમને એકે ગુણવા, જો અર્ધા દોકડા લેખે હોય તો અર્ધા કરવા, પછી ગુણાકાર જેટલા દોકડા મજરે આપવા.** જેમકે અ. કોઠારી હરજીવન કેવળના ખાતામાં રૂ. ૪૧ ાા વ્યાજના થાય છે તેમાં ૪૧ દોકડાને બદલે રૂ. ૦) ાાા છૂટ મૂકી તે ઉધારી છે. ( જુઓ વ્યાજવહી. )

૮૪. **નબળી આસામીઓના ખાતાનો હિસાબ કરતાં છુટ મૂકવાનું કશું ધોરણ રહેતું નથી.** જેમકે ગરાસીઆ જીવણના ખાતામાં રૂ. ૧૬ાા=ાા વ્યાજ થાય છે તેના બદલામાં રૂ. ૧ાા=ાા છુટ કાપી છે, ને રૂ. ૧૦) મજરે લીધા છે. ( જુઓ વ્યાજવહીમાં. )

૮૫. **વારેવારિયા વ્યાજની અંદર સર ઉપર કે વ્યાજના આંકડા ઉપર કસર કપાય નહિ.** કેમ કે વારેવાર મેળવવામાં કસર કાપવાની તે આવી જાય છે. ( વ્યાજવહીમાં અમદાવાદના પટેલ મોતીલાલ શામળભાઇના ખાતાનું વ્યાજ જુઓ. )

---

## પાઠ ૨૭ મો. તેરીખ ઉપરથી વ્યાજનો આંકડો કાઢવો.

૮૬. **વ્યાજના ખોખામાં મુદત ભરી સર ગણ્યા પછી વ્યાજ ગણવામાં આવે છે.**

૮૭. દર મહીને દર સેંકડે અથવા દર વર્ષે દર સેંકડે વ્યાજનો ભાવ ઠરાવવો તેને **વ્યાજનો** દર કે **તેરીખ** કહે છે. તેરીખનો મૂળ શબ્દ તારીખ છે. તારીખ—દિવસ, જેટલી મુદત નાણું રહે તેટલી તારીખોનું વ્યાજ ગણાનું જોઇએ; નાણું ધીરનાર અને ઉપાડનાર—કબયતાની અનુકૂળતા પ્રમાણે **વ્યાજનો દર હોય છે.**

**અ. દર માસે દર સેંકડે ૦ાા ટકા લેખે. બ. દરમાસે દર સેંકડે ૭ આના લેખે અથવા રામ ૭ લેખે. અહીંઆં ટકાનો અર્થ રૂપિયા, અને રામનો અર્થ આનો સમજવો.**

૮૮. **સર×વ્યાજનો દર=વ્યાજ.** પણ તેમાં **ટકાથી** એટલે રૂપિયાના રૂપે ગુણ્યા હોય તો ગુણાકાર દોકડા કહેવાય; અને આના અથવા રામવડે ગુણ્યા હોય તો ગુણાકાર બદામ કહેવાય. પછી તેને રૂપિયાનું રૂપ આપતાં જે આવે તે ખરેખરૂં વ્યાજ કહેવાય. જેમકે અમથા ટોકરને ખાતે છેવટે સર ૪૪૪ છે, તેને ૦ાા ટકાએ ગુણતાં ૨૨૨ દોકડા આવ્યા, તેના રૂ. ૨)ાા થયા.

---

## પાઠ ૨૮ મો. વ્યાજની તારીજ દોરવી.

૮૯. ખાતાદાર પાસે ખાતે બાકી શું છે, અને વ્યાજ કેટલું ચઢ્યું, તેની ફોડ વ્યાજના ખોખામાં આવે છે જેને **તારીજ** કહે છે. વ્યાજ ગણવા લાયક સરનો આંકડો નક્કી કર્યા પછી તારીજ દોરાય. (જુઓ વ્યાજવહીમાં.)

૯૦. **તારીજની અંદર ખાતે બાકી રહેલું હોય તે પ્રથમ લખાય, અને પછી** વ્યાજનો આંકડો થતો હોય તે ચઢાવાય (જુઓ વ્યાજવહીમાં)

૯૧. **ખાતામાં** નીકળતી બાકી હોય તે રકમ જો **દેવી પડતી હોય** તો તારીજમાં જમા બાજૂએ 'બાકી દેવા સંવત્ અમુક, મિતિ અમુક' અને ખાતામાં બાકી હોય તે લહેણા પડતા હોય તો ઉધાર બાજુએ 'બાકી લહેણા સં. અમુક તિથિ અમુક' એવું લખાય. પછી બીજી લીટીએ વ્યાજ એવી રીતે નોંધાય કે 'વ્યાજ સર આટલો દર અમુક લેખે.' મુદ્દલ જે બાજુએ હોય તેજ બાજુએ વ્યાજ આવવું જોઇએ. એવો કંઇ મેળ નથી; તેનો આધાર તો લેવડ દેવડ ઉપર રહે છે. (જુઓ વ્યાજવહીમાં.)

૯૨. **ખાતાની બાકી અને વ્યાજના** આંકડાનો સરવાળો લઇએ તેટલું સાલ આખરે દેવું કે લહેણું રહ્યું એમ કહેવાય. (જુઓ વ્યાજવહી).

૯૩. જ્યારે મુદ્દલની બાકી રકમ અને વ્યાજ જુદીજુદી બાજુએ ચઢયાં હોય ત્યારે બંનેની બાદબાકી જેટલી રકમ ખરેખરી બાકી કહેવાય.

૯૪. તારીજ મેળવવા લહેણી રકમની કુલ બાકી જમા તરફ અને દેવી રકમની કુલ બાકી ઉધાર તરફ લખી આંકડા સમાન કર્યા પછી બંને તરફ પહેલા સળથી બેવડી લીટીએ દોરી પાસાં પૂરી લેવાં; બાદ નવા ખાતા માટે લહેણી રહેલી બાકી ઉધાર તરફ, અને દેવી રહેલી બાકી જમા તરફ મિતિ સાથે લખીને બેઉ પાસાં સમાન કરવાં. (જુઓ વ્યાજવહી.)

## પાઠ ૨૯ મો. વ્યાજનો જમા ખરચ નાખવા વિષે.

**૯૫. વ્યાજવહીની અંદર વ્યાજનો આંકડો લહેણો પડે, તે રોજમેળમાં ખાતાદારને ખાતે ઉધારીને વ્યાજ ખાતે જમા લેવો જોઇએ.** જેમકે, પંડયા રણછોડ ગલુરામને ખાતે વ્યાજના રૂ. ૪॥ ઉધારીને વ્યાજ ખાતે જમા કર્યા ( જુઓ. ૮ મું રકમ ૫ મી. તથા તેનો મેળ. )

**૯૬. વ્યાજવહીની અંદર વ્યાજનો આંકડો દેવો પડે તે રોજમેળમાં આસામીને ખાતે જમા લઈ, વ્યાજ ખાતે ઉધારવો** જેમકે નાથજી દેસાઇના ખાતે રૂ. ૭॥ જમા લઇ વ્યાજ ખાતે ઉધાર્યા છે. ( જુઓ મ. ૮ મું રકમ ૩ તથા તેનો મેળ. )

૯૭. રોજમેળમાં વ્યાજનો જમા ખરચ ન લઇએ તો વ્યાજની રકમ ખાતે ચઢે નહિ, અને વાસ્તવિક લહેણદેણ સમજાય નહિ; માટે મેળમાં વ્યાજનો જમા ખરચી લેવો જોઇએ. અને તેનું પાનું વ્યાજવહીમાં સાંકળવું જોઇએ. ( જુઓ વ્યાજવહી તથા મનોયત્ન ૧૬ જમા ખરચી મેળ. )

૯૮. વ્યાજવહીમાં ખાતાની બાકી નક્કી થાય એટલે જેનું ખાતું હાથ દસ્તકથી પડાવવું હોય તે પડાવાય. જો તેનો ચોપડો અલાહેદો હોય તો તેમાં; અને નહિ તો વ્યાજવહીમાં ખાતું પડાવી શકાય. (જુઓ વ્યાજવહીમાં ગરાસીઆ જીવણજી વગેરેની બાકી. )

૯૯. ખાતાં મેળવ્યા પછી વેપારીના ખાતાનું વ્યાજ ગણાય. હિસાબ જે તારીખે નક્કી થાય તે મિતિ તારીજમાં નોંધાય. તેમનો વ્યવહાર તો હાથદસ્તકના ખાતાં પાડયા વગર તથા ટિકીટ ચોઢયા વગરના પણ ચાલે. ( જુઓ વ્યાજવહી ચોકસી લલ્લુનું વ્યાજ. )

### મનોયત્ન ૪ થું વ્યાજુ ધંધાનો મેળ.

(૧) સં. ૧૯૫૮ ના પોષ સુદ ૨ નો મેળ ગઇ કાલના રૂ. ૭૮૬)~ છે.

(૨) દેસાઇ હરિભાઇ ભીમભાઇને રૂ. ૧૦૧) ધીર્યા, અને દુકાન કબજામાં રાખી, દુકાનનું ભાડું નહિ અને રૂપિયાનું વ્યાજ નહિ. (ક૦ ૫૫)

(૩) નીચે લખેલી આસામીઓનું દેવું લહેણું પડે છે તેનો જમા ખરચ નાંખેલો નથી; માટે તેને રીતસર મેળમાં દાખલ કરો.

અ દેસાઇ નાથજી ભોગીલાલના રૂ. ૧૨૫)

બ પટેલ નારણભાઇ રેવાભાઇ પાસે રૂ. ૨૨૫) સં. ૧૯૫૭ના કારતક સુદ ૧ ના લહેણા છે.

(૪) ઘાંચી જીવા કાળુને રૂ. ૨૦) ધીર્યા, તેના ઉપર રૂ. ૪) ચઢાવાના ગણી ચોવીસું કાંધું કર્યું. દરમાસે રૂ. ૨) બબ્બે ભરવાનો ઠરાવ છે.

(૫) મહેતા મણીલાલ મૂળજીભાઇ રૂ. ૭) આપણી પાસેથી ઉછીના લઇ ગયા, (કલમ ૩૬) ગાંધી બાપુલાલ ગુલાબચંદ રૂ. ૧૦) અનામત મૂકી ગયા. (કલમ ૩૯)

(૬) શેખ ડોસુ કાલુભાઇને રૂ. ૧૦૦) ધીર્યા, તેમાં ખાતું 'મંડામણી રૂ. ૧) તથા હકસાઇનો રૂ. ૦ાા અને કોથળી છોડામણીનો રૂ. ૦ાા મળી રૂ. ૨) કાપી લીધા વ્યાજ રામ ૧૦ લેખે ઠર્યું છે.

(૭) ગીરનાર લોટરીની ટિકિટ પાડી તેમાં રૂ. ૫૦૦) ઇનામ લાગ્યું. તે મંગાવવા ટીકીટ રજીસ્ટર કરી મોકલી તેમાં રૂ. ૦ા ખરચ પડયો અને ત્યાંથી મનીઓરડર મારફતે નાણું મોકલતાં રૂ. ૫) શીના કાપી લીધા છે.

(૮) રૂ. ૧) જડેલો તેનો માલેક મળવાથી પાછો આપ્યો. (જુઓ નમુનામાં)

## મનોયત્ન ૫ મું વ્યાજુ ધંધાનો મેળ.

(૧) સં. ૧૯૫૮ પોષ વદ ૭ નો મેળ, ગયા મેળમાં રૂ. ૧૦૫પાાા– છે.

(૨) દેસાઇ નાથજી ભોગીલાલના ખાતાનો હિસાબ જોતાં ૧૯૫૭ ના કાર્તક સુદ ૧ ની જુની બાકી રૂ. ૧૨૫) છે તેનું ૧૯૫૭ ના આસો વદ ૦)) સુધી વ્યાજ ગણો. વ્યાજ રામ ૮. તેઓ વ્યાજની રકમ તથા મુદ્દલ પેટે રૂ. ૯૭ાા લઇ ગયા.

(૩) પટેલ નારણભાઇ રેવાભાઇને ખાતે ૧૯૫૭ ના કાર્તક સુદ ૧ ના રૂ. ૨૨૫) બાકી છે. તેનું દીવાળી બાકી વ્યાજ ગણો, (ક. ૬૭. ૯૧) અને તે પેટે રૂ. ૧૦ આવેલા જમા કરો. (કલમ ૩૧)

(૪) પંડયા રણછોડ ગલુરામને ખાતે રૂ. ૪ાા વ્યાજના નીકળે છે.

(૫) દેસાઇ હરિભાઇ ભીમભાઇને રૂ. ૧૧૦) તેમની દુકાન કબજાગીરો હતી. તે આજે રૂ. ૩૫૧) માં વેચાણ રાખી. (કલમ ૨૫ अ) પ્રથમના લહેણા રૂપીઆ કાપીને બાકીના રોકડા આપ્યા. (કલમ ૫૭) ખત કરાવતાં રૂ. ૪) ખરચ લાગ્યો. (કલમ ૨૫ अ)

(૬) મહેતા મણિલાલ મૂળજી રૂ. ૭) ઉછીતા લઇ ગએલા હતા તે આપી ગયા. (ક. ૩૬) તેમજ ગાંધી બાપુ ગુલાબચંદ રૂ. ૧૦) મૂકી ગયા હતા તે લઇ ગયા. (કલમ ૩૯)

(૭) ઘરના પટારામાંથી એક અંગ ઉધાર ખત નીકળ્યું, તે જોવાથી સમજાય છે કે રૂ. ૫૧) ગરાશીઆ જીવણજી દલજીને સં. ૧૯૫૫ ના ચૈત્ર સુદ ૧૨ ને રોજ ધીરેલા છે પણ તે નામાની અંદર આવેલા દેખાતા નથી, માટે દાખલ કરો. (કલમ ૫૮ अ)

(૮) રૂ. ૧૫૦) જુના શિક્કાના દોકડા વટાવથી રાખી નવા આપ્યા.

(જુઓ નમુનામાં.)

# હરકોઇ વેપાર ધંધાનું નામું લખવા વિષે.

## પાઠ ૩૦ મો. રોકડેથી માલની ખરીદી તથા વેચાણ.

૧૦૦. જગતમાં ખાનપાનની અને વૈભવની અસંખ્ય વસ્તુઓ જોઇએ છીએ અને તે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ વર્ગને બંધ બેસતી આવે એવા રૂપમાં જોઇએ છીએ એ બધી વસ્તુઓ પૈકી થોડીજ સ્વદેશમાં બને છે. પણ ઘણી-ખરી ચીજો તો બહારથી મંગાવવી પડે છે. તેથી દરેક દેશ પોતાના ખપ ઉપરાંત વધારે માલ બનાવવા ચિવટ રાખે છે અને માંગણી કરનારને પુરો પાડે છે. આમ માલની આપ લે કરવાની કૃતિને વેપાર ચાલ્યો એમ કહે છે.

૧૦૧. વેપાર અનેક પ્રકારનો હોવાથી જે જાતનો માલ રાખે તે જાતની અટક તેના વેપારીને લાગુ કરવામાં આવે છે. રોકડ નાણાં રોકનારને **શરાફ, બેંકર, નાણાવટી, પારેખ,** કે શેઠ નામથી બોલાવાય છે. હીરા મોતી-વાળાને **ઝવેરી,** સોના ચાંદીવાળાને **ચોકસી,** કપડવાળાને દોશી કે કાપડીઆ કરીઆણાવાળા ગાંધી, સુગંધીવાળા સરૈયા, અનાજ ચોપડવાળા મોદી, ઇત્યાદિ ઉપનામ એટલે અટકથી ઓળખાય છે.

૧૦૨. વેપાર બે રીતે થઇ શકે ૧ સ્વતંત્ર, ૨ પંત્યાળો. પંત્યાળી ભંડોળમાં જેમની જેટલી રકમ આવે તેટલી તેમને ખાતે જમા થાય અને તેમાંથી જે રીતે ઉપયોગ થાય તે તે ખાતે ઉધરે.

૧૦૩. માલની ખરીદી પણ બે રીતે થઇ શકે. ૧ તુરત માલ કબજે લેવો. ૨ વાયદેથી માલ રાખવો એટલે મુદત પુરી થયે માલ કબજે લેવો. એને વેપારી લોકો કબાલો કર્યો કે માલ સહી કર્યો કહે છે, તેમાં માલ રાખનાર ખસી ન જાય માટે તેની પાસેથી બહાનામાં ઘટતી રકમ પણ લેવાય છે.

૧૦૪ રોકડ નાણાં સિવાયની જે ચીજોની આપ લે થાય છે તેનો સમાવેશ માલ શબ્દમાં થઇ શકે છે એની ખરીદી અને વેચાણ છ છ પ્રકારે થઇ શકે છે. માટે તે વિષે વિચાર કરીએ.

૧ રોકડેથી, ૨ ઉધારેથી, ૩ મારફત કે કમુશનથી. ૪ અધુરી કીંમતથી, ૫ લહેણામાં ખંડી લેવું, ૬ ઘર ખરચમાંથી દુકાને લેવું, વેચાણમાં ૧થી૪ સુધી ઉપરાંત ૫ દેવામાં માલ દેવો. ૬ ઘર ખરચમાં વાપરવો.

**૧૦૫ ધંધા સારૂ રોકડેથી જે જાતનો માલ લઈ નાણાં આપીએ તે એ માલના ખરીદીના ખાતે ઉધરે.** ( જુઓ મનોયત્ન. )

**૧૦૬ વળી માલ મંગાવતાં ભાડું પડે, દલાલી ચઢે, જકાત**

**બેસે,** કે બીજી ખરા જાત લાગે તે પણ **ખરીદી** ખાતે ઉધરે. કારણ એવા ખરચથી માલની કીંમત વધે છે.

૧૦૭. **માલ વેચતાં જે કીંમત રોકડી ઉપજે તે એ માલના વકરા ખાતે જમા થાય.**

૧૦૮. **જો માલના વેચાણ ઉપર વળતર, વટાવ, કમિશન કે દલાલી અપાઈ હોય તો તે કપાતાં ખરૂં ઉપજે તેજ વકરા ખાતે જમા ગણાય.** માટે દલાલીનો ખરચ ખરીદી ખાતે ઉધરે. અને વકરા ખાતે પુરી રકમ જમા થાય. કદાચ ટુંકી રીતે લખવું હોય તો ઉપજેલી ચોકખી રકમ વકરા ખાતે પેટા વિગતથી પણ જમા થઇ શકે.

---

## પાઠ ૩૧ મો. ઉધારે માલની ખરીદી કરવી.

૧૦૯. **માલની ખરીદી ઉધારે કરવી હોય તો તે આપનારને ખાતે માલની કીંમત જમા લીધા પછી તેને માલના ખરીદી ખાતે ખરાજાત સહિત ઉધારવી જોઇએ.** (જુઓ મનોયત્ન.)

૧૧૦. જેમનો માલ તૈયાર થતા અગાઉ લેવાની ઇચ્છાથી સહી કરીએ અને અગાઉથી કંઇ રકમ ખાત્રી માટે વસુલ આપીએ, તો બહાનામાં આપેલી રકમ તેના ખાતે ઉધરે અને જ્યારે તેનો માલ ભરી લઇએ ત્યારે તે રકમ ઉધારેલા ખાતે જમા થઇ માલની ખરીદી ખાતે અગર તેનો ઉપ-યોગ થાય તે ખાતે ઉધરે.

૧૧૧. **ખરીદેલા માલની કીંમત પુરેપુરી ભરી શકાય નહિ માલ આપનાર ધણીને ખાતે માલની પુરી કીંમત જમા લઈ ખરીદી ખાતે ઉધારવી અને તે કીંમત પેટે દીધેલી રકમ માલ દેના-રને ખાતે લખવી.**

---

## પાઠ ૩૨ મો. ઉધારે માલનું વેચાણ કરવું.

૧૧૨. **માલનું વેચાણ ઉધારે હોય તો તેની કીંમત વકરા ખાતે જમા** થયા પછી લઇ જનારના ખાતે ઉધરે.

૧૧૩. માલનો ખરીદનાર પૂરેપૂરી રકમ ન ભરે તો માલની ભર કીંમત તેમને ખાતે ઉધરે; અને વકરા ખાતે પૂરી કીંમત જમા લીધા પછી વસુલ લીધેલી રકમ તે દેનારને ખાતે જમા થાય.

૧૧૪. **માલનો ખરીદનાર હવાલો આપે તો માલની કીંમત વકરા ખાતે જમા થઈ ખરીદનારને ખાતે ઉધરે, પછી તેને ખાતે**

જમા લઈને હવાલો મંજુર રાખનારી આસામીને ખાતે માલની કીંમત ઉધરે; કેમકે તે એક જાતની કબુલત થઇ કહેવાય ટુંકામાં લખવું હોય તો હવાલો દેનારને ખાતે વિગતવાર ઉધારી શકાય.

---

## પાઠ ૩૩ મો. લહેણામાં માલ ખંડી લેવો કે આપવો.

૧૧૫. લહેણામાં જે જે માલ ખંડીએ તે દેણદાર આસામીને ખાતે જમા થયા પછી ઉપયોગ કરવાનો હોય તેવા ખાતે ઉધરે. એટલે વેપારના અર્થમાં હોય તો ખરીદી ખાતે, ઉધારે દીધો હોય તો લેનારને ખાતે અને ઘર ઉપયોગમાં હોય તો ખરચ ખાતે ઉધરે, પરંતુ જો તુર્ત વેચાઇ જાય તો વધઘટ હોય તેટલુંજ અનુક્રમે વટાવ ખાતે જમા ખરચ પડે. અથવા ખરીદી ખાતે ઉધારી વકરા ખાતે જમા કરવું જોઇએ.

૧૧૬ દેવા પેટે આપે માલની રકમ લહેણદારને ખાતે ઉધરે અને વકરા ખાતે જમા થાય.

---

## પાઠ ૩૪ મો. દુકાનમાંથી ઘરને સારૂ માલ ઉપાડવો.

૧૧૭. દુકાનમાંથી ઘર ખરચને સારૂ માલ વાપરીએ તેની કીંમત ઘર ખરચ ખાતે ઉધરે અને વકરા ખાતે જમા થાય. કારણ ખરચમાં વધારો થયો અને ખરીદીમાં ઘટાડો થયો ગણાય.

---

## પાઠ ૩૫ મો. માલનો માં બદલો.

૧૧૮ માલને બદલે માલ રાખીએ તો આપેલા માલની કીંમત વકરા ખાતે જમા થાય; અને ખરીદેલા માલની કીંમત ઉપયોગ કરેલા ખાતે કલમ ૧૦૬ પ્રમાણે ઉધરે.

---

## પાઠ ૩૬ મો. આડત બાંધી વેપાર કરવો.

૧૧૯. આપણે જે જે માલ મોકલીએ તે સંઘરે અને વેચી આપે, તેમજ આપણે જે જે માલ મંગાવીએ તે મોકલી શકે, એવું કામ કરનાર આડતિયો કે એજંટ કહેવાય; અને તેને મહેનતના બદલામાં આપવાની રકમ તે આડત કહેવાય.

૧૨૦. આડતિયો માલ મોકલે તે ઉધાર માલની ખરીદી જેવું કહેવાય. માટે તેમના નામે જમાં લઇ ભરતીઆં કે બીલ પ્રમાણે ખરીદી ખાતે ઉધારે.

૧૨૧. **ખાતાદારની અંદર આડતિયાનો પણ સમાસ થાય.** માટે તેની તરફથી નાણું આવે કે તેને આપણે મોકલીએ તે તેમના નામે જમા ઉધાર થઇ શકે. ( જુઓ. મનોયત્ન)

**૧૨૨. આડતિયાને માલ મોકલીએ, તેનો જમા ખરચ.**

**अ માલ દુકાનમાંથી** મોકલીએ તો તેની કીંમત વકરા ખાતે જમા થઇ આડતિયાના નામે ખરાજાત સાથે ઉધરે. કેમકે ઉધારે વેચાણ થયું એમ કહેવાય તે વખતે આડત ચઢે નહિ.

**ब. કોઇ માલ બજારમાંથી ખરીદ કરીને ચઢાવીએ** તે તે વેપાર રોકડેથી કર્યો હોય તો આડતિયાને નામે દલાલી સહિતની રકમ ઉધરે.

**क** ઉધારે ખરીદી હોય તો માલ દેનારને ખાતે જમા થયા પછી આડતિયાને ખાતે ખરાજાત થઇ હોય તે સાથે ઉધરે.

---

## પાઠ ૩૭ મો. માલ પાછો ફરે તેનો જમા ખરચ.

૧૨૩. **વેચાણ આપેલો માલ નામે લખાતા પહેલાં પાછો ફરે તો તેનો જમા ખરચ પડે નહિ.** કારણ માલ લીધો અને નાણું પાછાં આપ્યાં એટલે દેવું લહેણું રહ્યું નહિ

૧૨૪. **જમા ખરચ નાખતાં પહેલાં ઉધારે લઈ જનાર માલ પાછો આપી જાય તો જમા ખરચ નાંખવાનું હોય નહિ.** કારણ લેવડ દેવડનો સંબંધ મટી ગયો.

૧૨૫. **રોકડેથી વેચેલો માલ વકરા ખાતે જમા થયા પછી પાછો આવે તો તેની કીંમત ખરીદી ખાતે ઉધારીને પાછી આપવી જોઈએ. કેમકે ફરીને ખરીદ થયો માનવો.** (જુઓ મનોયત્ન.)

**ઉધારે આપેલો માલ પાછો ફરે તો જમા ખરચ ઉલટાવવું એટલે ઉધારેલા ખાતે જમા લઇને ખરીદી ખાતે ઉધારવો પડે.**

---

## પાઠ ૩૮ મો. પ્રામીશરી નોટ વિષે.

૧૨૬. પ્રામીશરી નોટ-પ્રામિશરી-સ્વિકારેલી, નોટ-કાગળ પર ટાંકેલી રકમ. સરકારે ચાલુ કરેલી ચલણી નોટોને પ્રામીશરી નોટ કહે છે, તે રોકડ રકમ તરીકે વપરાય છે. એ નોટ ખોવાય કે ચોરીએ જાય તો બેંકોને જાહેર કરવું પડે છે. એટલે નોટ વટાવનાર જ્યારે જે પકડાય ત્યારે તેના ઉપર કાયદા મુજબ ગુન્હો લાગુ થાય છે તેથી એવા પ્રસંગ માટે સાવધ રહેવાની જરૂર છે.

## પાઠ ૩૯ મો. પોષ્ટલ બેંક વિષે.

૧૨૭. પોષ્ટ ખાતા પર ખાસ સરકાર માલકી છે. એ ખાતામાં બે રીતે નાણાં વ્યાજે રાખવામાં આવે છે.

૧૨૮. સેવિંગ બેંક ખાતું-સેવિંગ=બચત અથવા વધારો પડતી રકમ, બેંક=પેઢી. બચત રકમો જમા રાખનારી પેઢી તે સેવિંગ બેંક, તેમાં વ્યાજે નાણું મુકનાર આસામી ખાતાદાર કહેવાય. જ્યારે ખાતાદાર નાણું વ્યાજે મુકવા જાય ત્યારે તેના નામની પાસ બુક યાને ખાતાના દાખલાની ચોપડી પોષ્ટ ખાતું આપે છે. પછી એ ચોપડીમાં જમા મુકે તે જમા કરી દે છે અને ઉપાડ થાય તે ઉધારી દે છે. અને બાકીનો આંકડો દર્શાવી આપે છે. એનું વ્યાજ ૩ ટકા એટલે દરમાસે ૧ રૂ. એક પૈસો અથવા સેંકડે ચાર આના ગણાય છે. એ ચોપડીમાં રકમ ઉપાડવી હોય તો અઠવાડીઆમાં એકવાર ઉપાડી શકાય છે. દરરોજ ઉપાડી શકાતી નથી. બીજું અંગ્રેજી માસની તા. ૧ થી ૪ સુધીમાં રકમ ભરી હોય તો વ્યાજ ગણાય છે. અને અધવચ ઉપાડી હોય તો તે ઉપાડેલી રકમનું મળતું નથી.

૧૨૯. કેશ સર્ટિફિકેટ—કેશ=રોકડી રકમ. સર્ટિફિકેટ=દાખલો યાને પાવતી, કેશ સર્ટિફિકેટ પાંચ વર્ષની બાંધી મુદતનાં હોય છે. પહેલાં ૭lll મુદ્દલના ૧૦ હતા. હાલમાં રૂ. ૮) ના બદલામાં પાંચ વર્ષે ૧૦ મળવાને ઠરાવ્યું છે. વધારેમાં વધારે દશ હજારની રકમ એ રીતે જમા રાખી શકે છે અને ૮ ના અવયવમાં આવતી રકમનો મેળ હોય તેવી રીતે એટલે રૂ. ૮ ના ૧૦—રૂ. ૧૬ ના ૨૦ ના હિસાબે રકમ લઇ શકે છે. જો પાંચ વર્ષની મુદત દરમ્યાન રકમ ઉપાડવી હોય અને રકમ જમા મુકે વર્ષ પુરૂં ન થયું હોય તો મુદ્દલ રકમ પાછી મળે છે. પણ તદ્ ઉપરાંત મુદત હોય તો જેટલી રકમ ઉપાડવી હોય તેટલી રકમ વ્યાજ સાથે પાછી દે છે. અને બાકીની રકમ ઠરાવેલી મુદત માટે કાયમ માને છે. એ બાબત વિશેષ માહિતીની ચોપડીઓ પોષ્ટ ખાતું આપે છે.

### જમા ખરચની સમજ.

૧૩૦. સેવિંગ બેંકમાં મુકેલી રકમ પોતાના ગામની જે પોષ્ટ હાફીસે મુકી હોય તેના નામ ઉપર ઉધરે, અને રકમ આપે તે એજ રીતે જમા થાય. વ્યાજ મળે તે વ્યાજ ખાતે જમા થઈ પોષ્ટ ખાતે ઉધરે.

૧૩૧. કેશસર્ટિફીકેટ લીધાં હોય તો પાંચ વર્ષની મુદતે લેવાની સવા-ગણી રકમ આજે ઉધરે નહી. માત્ર ભરેલી મુદ્દલ રકમ પોષ્ટ ખાતે ઉધરે અને ઉપાડ થાય ત્યારે જમા થાય, વ્યાજ મળે તે વ્યાજ ખાતે જમા થાય.

## પાઠ ૪૦ મો બેંકો વિષે.

૧૩૨. બેંકો એટલે સરાફી પેઢીઓ તે બે પ્રકારની હોય છે. ખાસ સરકાર મદદની અને સ્વતંત્ર મંડળીની. એનું ભંડોળ અમુક હદમાં મુકરર કરવું પડે છે. અને કાયદેસર રજીષ્ટર કરાવ્યા પછી તે બેંક રજીષ્ટર લીમીટેડ કહેવાય છે.

બેંકોની થાપણ બહુજ મોટા પ્રમાણમાં હોય છે તે રકમ એક ઇસમથી પુરી પડતી નથી માટે થાપણના ભાગ કરવામાં આવે છે તે ભાગનું નામ શેર કહેવાય છે. પછી બેંકને લગતી હકીકત સાથે શેર ભરવા જાહેર ખબરો ફેલાવવામાં આવે છે તેમાં યથાશક્તિ યોગ્ય લાગે તે સામેલ થાય છે. સામેલ થનારને શેરહોલ્ડર કહે છે.

શેરની મુકરર કરેલી રકમ એકદમ વસુલ લેવામાં આવતી હોય એવું કવાચિતજ બને છે પણ ઘણા ભાગે હપ્તાથી લેવાય છે. તેનો ઉપયોગ વેપાર વૃદ્ધિમાં કરી શકે છે.

૧૩૩. **બેંકમાં ત્રણ જાતની રકમ જમા લેવામાં આવે છે.**

**કરંટ એકાઉન્ટ**—દરરોજ જમા કરાવવું અને ઉપાડવું ચાલુ રહે તેવું ખાતું. એવી રકમનું વ્યાજ બહુ જુજ હોય છે.

**સેવિંગ બેંક ખાતું**—જમા મુકનારને રકમ લીધા પછી દાખલા માટે પાસ બુક એટલે ઠામ ખાતાની ચોપડી મળે છે. તેમાં તારીખવાર જમા, ઉપાડ અને ખરી બાકી નોંધાય છે. એનું વ્યાજ ૩–૪ ટકા હોય છે. નાણાં જમા કરાવવાને મુકરર તારીખો હોય છે તે પ્રમાણે જમા કરાવે તો વ્યાજ ચઢે છે. તેમ અધવચ ઉપાડે તો તે રકમનું વ્યાજ મળતું નથી.

**બાંધી મુદત-ફીકસ એકાઉન્ટ** અમુક વર્ષ અથવા છ માસની સરતે રકમ ઉપાડવાનું ખાતું. તે બદલ કેશ સર્ટિફીકેટ યા પાવતી મળે છે એનું વ્યાજ સેવીંગ બેંકવાળા ખાતા કરતાં વધુ મળી શકે છે પરંતુ જો બાંધી મુદત વાળી રકમ કદાચ ઉપાડવી હોય તો, અથવા બેંકની હાલત વિષે શક જાય એવા પ્રસંગે લઇ લેવી હોય તો ધાર્યા મુજબ મળી શકતી નથી. પરંતુ બેંક પોતાના ઉપર થયલો અવિશ્વાસ દૂર કરવા માટે ધારે તો વગર વ્યાજે એટલે મુદતી રકમ પાછી દેવા મુખત્યાર હોય છે

૧૩૪. **બેંકોના નાણાં**—કારખાનાદારોનો માલ શેરહોલ્ડરના શેરો દાગીનાઓ, સ્થાવર મિલકતો, અને વીમાની પોલીસીઓ ગીરો રાખીને નાણાં ધીરવાનું બેંકો કામ કરે છે.

કરંટ એકાઉન્ટવાળા લોકોને ચેક બુક આપે છે તેથી એવા લોકો તે બુકમાંથી જરૂર પડે ચેક લખી આપી રકમ ઉપાડી શકે છે.

૧૩૫ ચેક એટલે હુંડી—બેંકો પરસ્પર હુંડીઓ આપી શકે છે અને શિકારી શકે છે તથા શેરો ઇચ્છીત કંપનીના અને સરકારી લોનો મેળવી અપાવવાનું કામ પણ કરે છે. વિશેષ માહિતી માટે બેંકના નિયમો વાંચવા.

---

## પાઠ ૪૧ મો. પ્રોમીશરી લોન વિષે.

૧૩૬. **લોન** અંગ્રેજી ભાષાનો શબ્દ છે. તેનો **અર્થ ખત** યાને **દસ્તાવેજ** થાય છે. એને **પ્રોમીશરી લોન પણ કહે છે.** પ્રામિશ=વચનથી બંધાવું, લોન=ખત. મંજુર રાખેલો દસ્તાવેજ. બોન્ડ અથવા ડીબેન્ચર, એ પણ લોનનાં નામ છે. તે કાઢવાનું કામ સરકાર પોતે કરી શકે છે.

૧૩૭. લોનના ભાવ અને વ્યાજ સેંકડા ઉપર હોય છે. બજારમાં એના ભાવની વધઘટ સમયાનુસાર થાય છે. હાલ કાઢેલી લોનનું વ્યાજ સેંકડે ૪॥ ટકા રાખ્યું છે અને વેચાણ ભાવ ૯૬ છે. એટલે હજારની લોન લેવી હોય તો ૯૬૦ ભરવા પડે છે અને તેનો એક દસ્તાવેજ સરકાર આપે છે. જેટલાની લોન લેવામાં આવે તેટલા આંકડાનો એકજ દસ્તાવેજ હોય છે.

૧૩૮. લોનમાં રોકેલી રકમ જરૂર પડે સરકારથી રોકડી મળતી નથી. પણ બજાર ભાવે વેચીને લઇ શકાય છે. એવા પ્રસંગે સરકારને રીતસર અરજ કરવી પડે છે. એટલે નવીન ખરીદનારને ખાતે લોન ચઢી શકે છે.

૧૩૯. લોનનું વ્યાજ દર છ છ માસે વહેંચાય છે. અને તે રકમ બદલ ખાતાદારને અગાઉથી સુચના મળે છે.

૧૪૦. લોન ખરીદવામાં રોકેલી રકમ લોન ખાતે ઉધરે, વેચાણ હોય તે એજ ખાતે જમા થાય. વ્યાજ આવે તે વ્યાજ ખાતે ચઢે અને ખોટ જાય તે લોનના વ્યાજ ખાતે ઉધરે.

---

## પાઠ ૪૨ મો. શેર વિષે.

૧૪૧ **શેર** એટલે **ભાગ પાંતિ, હિસ્સો** પંત્યાળા વેપારનું નવું રૂપ કોઇ ધંધાને લગતાં કારખાનાં સ્થાપવાં હોય ત્યારે લાયક મનુષ્યો તે કારખાના માટે ખરચનો અંદાજ બાંધે છે અને તે રકમ મુકરર કરી તેના અમુક રકમનો એક ભાગ યાને શેર બનાવે છે. તેમાં કેટલાક શેર સિલકમાં રહેવા દે છે. એનો લાભ ગર્ભશ્રીમંતો તથા સર્વ સાધારણ મનુષ્યો લઇ શકે માટે જાહેરખબરો ફેરવવામાં આવે છે. એટલે પોત પોતાની શક્તિ

મુજબ શેર રાખી ભાગીદાર બની શકે છે. શેરની રકમ ખપ હોય તે ઉપર ધ્યાન રાખી કકડે કકડે વસુલ લઇ શકે છે.

૧૪૨. જે શેર રાખે તે **શેરહોલ્ડર** કહેવાય છે. કારખાનાને માટે કાયમની થાપણુ-રીઝર્વ ફંડ, મુડી તરીકે તથા સાંચાના ઘસારા તરીકે અને વીમાના ફાળા માટેનો ભાગ વગેરે નિયમિત હોય તેટલો અંશ કાપતાં છેવટે જે નફો વધે તે શેર હોલ્ડરો ખાતે રકમની સરાસરીથી વહેંચવામાં આવે છે.

૧૪૩. **શેર રાખનાર રોકડી રકમ** જોઇતી હોયતો કારખાનું આપવા બંધાતું નથી માલિકે એ શેર બજાર ભાવે વેચવા જોઇએ ?

૧૪૪. **શેર ખાતે જે રકમ રોકાય** તે જે કંપનીનો શેર હોય તે **કંપનીના નામવાળા શેર ખાતે** ઉધરે વેચાણુ આવે તે પણુ એજ ખાતે જમા થાય. **વ્યાજ મળે** તે વ્યાજ ખાતે લેવાય, તેનું વ્યાજ છ છ માસે ઘણુા ભાગે વહેંચાતું હોય છે.

---

## પાઠ ૪૩ મો. બેંક અને શેર વિષે કંઈક જાણવા જોગ.

૧૪૫. જે ખાતાં હિંદી ઉદ્યોગ હુન્નર અને સાહસ ભરેલાં હોય તે ખાતાને ઉત્તેજન દેવું એ આપણી ખાસ ફરજ છે. પણ ભલતી રીતે ઉત્તેજન દેવામા નાણું ગુમાવવાનો પ્રસંગ આવે તેવા પ્રયત્નમાં ન પડવું, તેમાં મનુષ્યની ચતુરાઇ પ્રગટ થાય છે. જે બેંકો સદ્ધર હોય, જેનો વહીવટ ચોખ્ખો-ખુલ્લો હોય, જેના હિસાબ લોકોની સન્મુખ વારંવાર આડંબર સિવાય રજુ થતા હોય, જેણે સારા અને ભીડના સમયમાં પોતાની શાહ-વટ-આંટ જાળવી રાખી હોય, ખોટા બુમાટથી ગભરાઇને પાછી હટી ન હોય, જેનાં બેલંસ-સીટ જોતાં ખરૂં ભંડોળ, સરકાર સીકયુરીટીમાં રાખેલી રકમ, બચત ફંડ અને બીજી અંતર વ્યવસ્થા વિશ્વાસપાત્ર લાગતી હોય એવી બેંકોમાં નાણું રોકવામાં લાભ છે. તેમાં પણ પુંજીના વીસથી પચીસ ટકા જેટલો ભાગ બાંધી મુદતમાં રાખવાથી ફાયદો ઠીક મળશે.

શેર અને ચાલુ ખાતાનું વ્યાજ એક સરખું આપવામાં ઘટાડો થતો જાય અને શેર હોલ્ડરોનો લાભ સચવાતો હોય તો જમા મુકનારે જાગૃત થઈ સમયસૂચક વેપારી બનવું (૨) **સટ્ટાના** ખપાટામાં આવતા શેરોથી દૂર રહેવું. (૩) **જે શેરની** બજારમાં બોલાતી ખરી આંટ હોય તે ઉપર લોભાઇને મોંઘી કીમતે શેર લેવાનું સાહસ ન કરવું. (૪) **એકજ ઉદ્યોગી** કારખાનામાં કે શેરવગેરેમાં બધી મુડી રોકવી નહી ! પણ જુદીજુદી દિશાઓમાં કે પરદેશ ખાતે ભરવી. રકમો જુદી

જુદી હોય તો હડતાલ, લડાઇ કે બીજા અકસ્માતને કારણુ એક કારખાનું મંદીમાં પડે તો બીજું તેજીવાળું પણુ હોય એટલે એકમાં થતું નુકસાન બીજાથી સાધી શકીએ. (૫) **સ્થાનિક અથવા** દૃષ્ટિ મર્યાદામાં રહી શકે એવા ઉદ્યોગી કારખાનામાં નાણું રોકવું. એ કૃતિથી એની સ્થિતિ અને ભાવની માહિતી જલદી જાણી શકાશે અને શેરો વેચવાનું બની આવશે. (૬) **ઝટ વેચાય** એવા શેર ખરીદવા. (૭) **શેરના ભાવની** ખબર કાઢતા રહેવું. (૮) **પાંચેક વર્ષના** બેલંસસીટ તપાસી જોઇ, પ્રમાણિક અનુભવીઓની સલાહનું તોલન કરી સ્થિર થઇ શેરો ખરીદવા. પણુ પાછલાં વર્ષોમાં આબાદ હાલત ભોગવી ઘણાં સારાં વ્યાજ આપેલાં હોય તેવું હંમેશાં આપશે એવા પોકળ અનુમાનથી ફસાઇ પડવું નહી.

---

## પાઠ ૪૪ મો. વિમા વિષે.

૧૪૬. વિમો એટલે એક જાતનો સાહસિક સરતી રકમ પુરી પાડવાનો વેપાર. એવાં કામ કરનાર મંડળોને વિમા કંપની કહે છે એને પોતાના નિયમો સરકારમાં રજીષ્ટર કારવવા પડે છે માટે તે લિમિટેડ કંપનીઓ કહેવાય છે.

૧૪૭. વિમાનો વેપાર ત્રણુ પ્રકારનો મુખ્ય હોય છે. આગનો, જળ માર્ગનો, અને જીંદગીનો; એ સંબંધી માહિતીના નિયમો જે તે કંપનીમાં લખવાથી મફ્ત મળે છે.

૧૪૮. વર્તમાન કાળે મનુષ્ય જીંદગી ટુંકી થતી જાય છે અને અકસ્માતથી ઘેરાયલી હોય છે. તેથી પોતાના ઉપર અવલંબી રહેલાં મનુષ્યોના આધાર માટે વિમો ઉતારવાની વાત વધારે મહત્વની માનવામાં આવે છે. પોતાના અવસાન વખતે વહાલાઓ માટે કંઇ પણુ ગોઠવણુ કરી છે એવો સંતોષ પ્રાપ્ત થતો હોવાથી સંતોષ લઇ શકાશે. અથવા વિમાની રકમ પોતાની હયાતીમાંજ થોડા વર્ષ પછી મળવાની હોય તો તેથી પણુ પાછલી અવસ્થા વધારે સ્વતંત્ર અને સંગીન થશે. જેઓ ઉડાઉ હોય, નાણું બચાવવાની ટેવ ન હોય અથવા બચે તેટલું ખરચી વૈભવ વધારવાને મન ઉપર કાબુ રાખી શકાતો ન હોય તેમને આંટીમાં લાવવાનો માર્ગ વિમો છે. એમાં રોકેલા પૈસા કાયમ બચતમાં રહેશે, વિમાનો હપ્તો ભરવાને નિયમિત કાળજી થશે. કરકસરનો ગુણુ વૃદ્ધિ પામશે અને ખરા સંકટની વખતે જમાવેલી રકમ કામમાં આવી શકશે.

જીંદગીના વિમા બહુ રીતે ઉતરી શકે છે, પોતાની શક્તિ અનુસાર તેનો લાભ લેવો જોઇએ એ કૃતિમાં વધારે લાભકારી વસ્તુ એ છે કે અવ-

સાન અધવચ્ચ થાય તો પણ કંપની સાથે દસ્તાવેજ અથવા પોલિસીથી મુકરર કરેલી રકમ વારસોને પુરેપુરી મળી શકે છે.

### ૧૪૯. જમા ખરચ.

વિમો ઉતરાવવા માટે જે હપ્તો ભરવો પડે તે રકમ વિમા કંપનીને નામે ઉધારતા રહેવું. અને તેનો દસ્તાવેજ તથા પાવતીઓ મળે તે વ્યવસ્થિત ફાઇલે રાખવી. ઉમ્મરની ખાત્રી પોતાની જાતે કરી દેવી કે પાછળથી તકરાર ઉઠે નહીં. વિમાની રકમ પાકે તે વિમા કંપનીના ખાતે જમા લેવી. વ્યાજના નફા સાથે વિમો હોય તો કંપની તરફથી વ્યાજનો દાખલો આવે ત્યારે રોકડું લીધું હોય તો વ્યાજ ખાતે જમા લઇ કંપનીને ખાતે ઉધારી તેના નામે જમા કરવું અને જો તે ત્યાં જમા રખાયું હોય તો વ્યાજ ખાતે જમા લઇ કંપનીને ખાતે ઉધારવું.

### ૧૫૦. પોષ્ટ ખાતામાં વિમો.

પોષ્ટ અથવા ટપાલ ખાતામાં રજીટર કરેલાં કીમતી દસ્તાવેજો, વેલ્યુ પેએબલ કાગળો અથવા માલનાં પારસલો રવાના કરવાનાં હોય ત્યારે એનો વિમો ઉતારવવો પડે છે. નાની નાની હાફીસો સો સુધીનો અને મોટી હફીસો હજાર સુધીની રકમનો વિમો લઇ શકે છે. વિમાનો દર દર પચાસે બે આના હોય છે અને પછી દર વધુ પચાસે બે આના વધારે ગણાય છે.

ટપાલની રજીષ્ટર ફી, વજનની ટિકીટો ઉપરાંત વિમાની લાગતની ટિકીટો ચોઢાવવામાં આવે છે. અને તે મોકલનાર તરફથી પારસલ કે કવર ઉપર પોતાના નામના શીલ કરાવવામાં આવે છે, શિક્કા યાને શિલ સફાઇ બંધ ન હોય તો પારસલ લેવામાં આવતું નથી.

૧૫૧. વિમો ઉતરાવેલી જણસ ગુમ થાય તો ટપાલ ખાતું તેની નોંધાવેલી કીંમત ભરી આપે છે પરંતુ મોકલનારે સાવચેતી રાખવાની એ છે કે પારસલ જેટલી કીમતનું હોય તેટલીજ ખરી કીંમતનો વિમો ઉતરાવેલો હોવો જોઇએ. ગફલત કરી હશે તો રકમ મેળવવામાં મુશીબત પડશે એટલુંજ નહીં પણ કાયદેસર ગુન્હો ગણાશે.

આ જાતનો વિમો ધંધાને અંગે થાય છે માટે એ બાબતનો ખરચ ખરીદી ખાતે અથવા યોગ્ય હોય તે ખાતે ઉધરે.

---

## પાઠ ૪૫ મો. વેપારનો નફો તોટો.

**૧૫૨. દરેક વેપારનો નફો તોટો સમજવો હોય, તો દરેક વેપારનાં ખરીદી વકરા ખાતાં રાખવાં, જેમકે બાજરી ખરીદી વકરા ખાતું ધ.**

૧૫૩. રોજમેળમાં માલ લઇએ તે ખરીદી ખાતે ઉધરે, અને વેચીએ તે વકરા ખાતે જમા મંડાય. આ બંને પ્રકાર એકજ વસ્તુ ઉપર થાય છે. માટે **ખાતાવહીની અંદર ખરીદી વકરા ખાતું એકજ મથાળામાં આવે** છે, ને તેની અંદર ઉધાર બાજુએ ખરીદીનો આંકડો અને જમા બાજુ ઉપર વકરા ખાતાનો આંકડો દાખલ કરવામાં આવે છે. ( જુઓ ખાતાવહીમાં હરકોઇ ખરીદી વકરા ખાતું. )

**૧૫૪. હરકોઇ વેપારમાં નફો છે કે તોટો તે જ્યારે સમજવો હોય ત્યારે નીચે પ્રમાણે તપાસ કરવી.**

**અ** સિલકે માલ હોય તેની પડતર ભાવે અથવા બજાર ભાવ કમી હોયતો તે ભાવે કિંમત ગણીને તે રકમ વકરા ખાતાના આંકડામાં ઉમેરવી.

**બ** પછી ખરીદી ખાતે ઉધરેલી રકમ બાદ કરવી.

**ક** બાદબાકીમાં વધે તેટલો નફો કહેવાય, અને ઘટે તેટલી ખોટ ગણાય.

## પુનરાવર્ત્તનના પ્રશ્ન.

( ૧ ) ખરીદ, વકરાની વ્યાખ્યા ? ( ૨ ) ખરીદ ખાતે શું શું ઉધરે (૩) માલ ખરીદતાં થોડી રકમ ભરી અને બાકીને માટે કબૂલાત આપી હોય તો શી રીતે લખાય ? (૪) માલનો મોં બદલો થાય તેનું નામું કેમ લખશો ? (૫) લહેણામાં આવેલા માલનું જમા ખરચ કેમ થાય ? (૬) બ નો દેવાદાર અ છે તેના ઉપર તગાદો કરવાથી બ ને કાનની કડી રૂ. ૨૫) માં આપી; બ એ તે દીકરાને પહેરવા ઘરમાં રાખી તો એ દરેકને ત્યાં શી રીતે નામું લખાશે ? ( ૭ ) દુકાનમાંથી રૂ. ૧) નો ગોળ ખાવાને લઇ ગયા. (૮) ઉધારે વચેલો માલ નામે લખ્યા પછી આવે તો શું કરશો? ( ૯ ) ગમે તે વખતે માલનો નફો જાણવાની રીત શી ? બેંક અને શેર વિષે મનન કરવા જોગ બાબતો કઈ છે ?

## મનોયત્ન ૬ ઠું. વેપારીના ધંધાનો મેળ દોરવો.

સં. ૧૯૫૮ ના મહા સુદ ૫ નો મેળ લખો.

(૧) ગયા રોજના રૂ. ૧૪૩ાાાા.

(૨) વેપારને સારૂ ૫૧ મણ બાજરી દા. રૂ. ૧)= લેખે રોકડેથી ખરીદી માલ વખારે નખાવતાં મણે પાઇ પ્રમાણે ખરાજાત પડી.

(૩) બાજરી ૧૫ મણ દા. ૧ાા- પ્રમાણે રોકડેથી વેચી.

(૪) ઘાંચી જીવા કાલુને જુની પાઘડીનો તોરો વેચાણ આપ્યો. એ બાબતના તેની પાસે રૂ. ૩) લહેણા રહ્યા.

(૫) બાજરી ૧૦ મણ દા. ૧ાા- પ્રમાણે શાહ હીરાચંદ ઝવેરને ઉધારે આપી.

(૬) બાજરી મણ ૬, દા. ૧।।– લેખે પગી જતુજી હમીરજીને આપી. (કલમ ૧૦૮) અને તેના બદલામાં ઘરને સારૂ ગાય ખંડી.

(૭) બાજરી ૫ મણ દા. ૧।।– લેખે ચુનારા રામા કરસનને આપી, તેણે રૂ. ૬) ભરી બાકીની રકમ પટેલ દેસાઇ કુબેરને કબુલાવી.

(૮) સોનું ૩૦ તોલા દા. ૨૨) ના ભાવે ચોકસી લલ્લુ લક્ષ્મીદાસને ત્યાંથી ઉધારે લાવ્યા. સોનાનો તોલ ધર્માદાને કાંટે કરાવતાં રૂ ૦)ર।।। ખરચવા પડયા.

(૯) અમદાવાદના પટેલ મોતીભાઇ શામળભાઇએ ઘીની ખરીદીને સારૂ ગુમાસ્તા ગોપાળદાસ સાથે રૂ. ૧૩૮) મોકલ્યા.

(૧૦) આ બાજરી મણ બે દા. ૧।। ના ભાવે જસુભાઇ મણીભાઇ રોકડેથી લઇ ગએલા તે તુર્ત પાછી લાવ્યા માટે માલ લઇ પૈસા પરત આપ્યા. સોનું તોલો ૧) એક રૂ. ૨૩) થી શાહ પૂનમચંદ મૂળજીને ઉધારે આપેલું તે પાછું આવ્યું. જમાખરચ પડે કે નહિ.

(૧૧) ગાંધી અમૃતલાલ વખતચંદને સોનું તોલો ૧) દર રૂ. ૨૩। ના ભાવે રોકડેથી વેચાણ આપ્યું. ( જુઓ નમુનામાં )

## મનોયત્ન ૧૦ મું વેપારીના ધંધાનો મેળ.

(૧) ફાગણ સુદ ૩નો મેળ બનાવો. કોથળીમાં રૂ. ૪૯૫।।।–।।।.

(૨) અમદાવાદથી પટેલ મોતીલાલ શામળભાઇએ રૂની ગાંસડીઓ પાંચ ચઢાવી તેનું વજન મણ ૫૦ છે. ખરીદી દા. ૪।।= લેખે છે, તેની અંદર સેંકડે ૩।। ટકા પ્રમાણે વળતર મળેલું છે. તે કપાત કરીને સેંકડે ૦।। ટકા લેખે આડત ચઢાવી છે. એ માલને સારૂ રેલ્વે નુરના રૂ. ૩)ર તથા ગાડીભાડાના રૂ. ૦।। આપણે ઘરમાંથી આપ્યો. (કલમ ૧૧૦)

(૩) બાજરી મણ ૧૫ દા. ૧।।। લેખે દલાલ દોલતરામ મારફત વેચી રૂ. મણ ૧૦ દા. રૂ. ૫। ના ભાવે દલાલ કાદર મારફત આપ્યું. બંને દલાલે મણે એકેક આનો દલાલી ખાઇને માલની કિંમત ભરી દીધી. (ક. ૯૯).

(૪) દેસાઇ નાથજી ભોગીલાલને દેવા પેટે નીચે પ્રમાણે આપ્યું. રોકડા રૂ. ૧૦), સોનું તોલા બે દા. ૨૩।।, રૂ મણ ૩।। દા. ૫।= અને ઘરમાં દુઝણી ગાય હતી તે રૂ. ૯) માં આપી. (ક. ૧૦૬)

(૫) દુકાનમાંથી બે મણ રૂની ગાદી ભરાવી, ભાવ રૂ. ૫। ગણવો. (કલમ ૧૦૮) ખારવાં બે દર રૂ. ૧) લેખે શાહ હીરાચંદ ઝવેરને ત્યાંથી લહેણામાં લાવ્યા. (કલમ ૧૦૬) રૂની પીંજામણના ૦।।।– રોકડા આપ્યા. (ક. ૨૫)

(૬) પરી. દેવજીભાઇ કાશીદાસને રૂ. મણ ૧૦, દા. ૫।= લેખે આપ્યું અને તેમની કનેથી ઘી મણ ૧૩ દા. ૧૦।। થી ખંડયું. પછી તે ઘી તત્કાળ અમદાવાદના પટેલ મોતીલાલ શામળભાઇ ઉપર ચઢાવ્યું. (ક. ૧૧૨ ક).

(૭) ભટ ભોળાનાથ ઉત્તમરામને રૂ. ૩) ઉછીતા આપ્યા છે તે શ્રી જણસોમાં ઉપર ટપકે કાઢવા (ક. ૩૫ બ).

(૮) ગાંધી અમૃતલાલ વખતચંદ સોનું તોલો ૧ એક દા. ૨૩ા ના ભાવે રોકડેથી ગઇ કાલે લઇ ગયા હતા. તે આજે પાછું લીધું. (ક. ૧૧૫)

(૯) પટેલ દેશાઇ કુબેર તરફથી નીચે પ્રમાણે લહેણું પત્યું. રોકડા રૂ. ૧૩), કમોદ કળશી ૧ એક રૂ. ૩૨) ની, બળદ બે રૂ. ૪૦) ના તેમાંથી એક બળદ એક્કાને સારૂ રાખી, બીજો રૂ. ૩૫) માં વેચ્યો, અને ડાંગર કળશી રૂ. ૩૫ થી ઝવેરી શામળ જમનાદાસને આપી, તેની કીંમતના રૂપિયા ચોકસી લલ્લુભાઇ લખમીદાસને ત્યાં કબુલાવ્યા. (ક. ૧૦૬)

(જુઓ પૃષ્ટ ૭૩ ફાગણ સુદ ૩ નો મેળ.)

## પાઠ ૪૬ મો. સરાફી ધંધાનું નામું રાખવા વિષે.

૧૫૫. ધનવાન લોકોનો આ ધંધો છે, તે સર્વ ધંધામાં વધારે પ્રતિષ્ટિત અને ચોખ્ખો ગણાય છે. તેમાં મુખ્ય વેપાર એ હોય છે કે નાણાંની ઉથલ-પાથલ કરવી તથા દેશાવર ખાતે હુંડીઓ ચલાવી વેપારનો વધારો કરવો. લોકોને નાણાં ધીરવાં, તેમનાં જમા માંડવાં, અને દલાલી કરવી; એ વગેરે બાબતપર પહેલાં સમજુત અપાઇ છે. હવે અત્રે હુંડીઓના વેપાર સંબંધે કહેવામાં આવશે.

### હુંડી વિષે.

૧૫૬. વેપારી લોકને કામકાજ લગતા જે પત્રો છે તેમાં વધારે અગત્યનો અને જોખમકારી પત્ર હુંડી છે. તેના બે પ્રકાર હતા.

(૧) **શાહજોગી હુંડી.** (૨) **નામજોગી હુંડી.**

શાહજોગીમાં શાહજોગ અથવા વેપારીજોગ અને નામજોગીમાં અમુક નામજોગ શબ્દો લખાતા હતા પણ તેમાં શિકારતી વખતે ગફલતમાં પડવાનું બનતું તેથી મુંબાઇના મહાજને તેવી રીતે લખવાનું બંધ કર્યું છે.

૧૫૭. **મનીઓરડર** પોષ્ટ ખાતામાં થાય છે તે નામજોગી હુડીનું રૂપ છે. પોષ્ટમેન સરહદનો માહિતગાર હોવાથી ખરા માલેકને એ રકમ સહેજે પહોચાડી શકે છે, શક હોયતો આબરૂદાર સખસની સાક્ષી લખાવી લે છે.

૧૫૮. **ખોળાધર**—જામીન અથવા હુંડીનાં નાણાં લેનારની તરફથી ખાત્રી આપનાર શખ્સ બહુધા શિકારનારના ગામનોજ ખોળાધર હોવો જોઇએ.

૧૫૯. હુંડીમાં લખનાર, લખાવનાર અને શિકારનાર એમ ત્રણ જણનો સંબંધ હોય છે. તેથી તેઓ ખાસ નામથી ઓળખાય છે. જેમકે-

અ. જેમના ઉપર હુંડી લખી હોય તે હુંડીનો **શિકારનાર** કહેવાય. નાણાં ભરીને હુંડી કરાવે તે હુંડીનો **લેનાર** એટલે **રાખ્યાવાળા** કહેવાય. અને જે નાણાં લઇ હુંડી લખી આપે તે **લખનાર** કહેવાય.

## ૧૬૦ હુંડીનો નમુનો. ( રાખ્યાવાળાને દેવાનો. )

| સ્થળપ્રત. | | શિકારનાર પર જવાનું |
|---|---|---|
| નં. | નં. | ૦૦૦૭૪૭ા............ શ્રી ૧ા |
| | | નં. |
| લખનારનું નામ. | લખનારનું નામ | સ્વસ્તિ શ્રી મહા શુભસ્થાને શુભોપમા લાયક પરીખ |
| | | શ્રી પંચ (શિકારનારનું નામ) જોગ શ્રી |
| રાખ્યાવાળા | રાખ્યાવાળા | થી લી. (લખનારનું નામ) ના |
| રૂ. અંકે | રૂ. અંકે | જેગોપાળ વાંચશોજી. જત અત્રેથી રાખ્યા (હુંડી કરાવનાર) |
| હુંડીની મિતિ. | હુંડીની મિતિ. | પાસેથી રૂ. અંકે નીમે રૂપીયા થી |
| | | બમણા પુરા. મુદત અમુક હુંડી; દેખાડનાર જોગ મુંબઇ શરાફ |
| નિશાની. | નિશાની. | મહાજનના ધારા મુજબ શીકારી આપજો. નિશાની એ જે અમારે ખાતે |
| શિકરાઇ તે મિતિ. | શિકરાઇ તે મિતિ | અથવા અમુકને ખાતે ઉધારજો. હાલ એજ, સંવત ૧૯૮૪ ના ભાદરવા |
| | | શુદ ૪ તા. ૧૭ સપ્ટેંબર ૧૯૨૮. |
| હા. હુંડી લઈ જનાર. | હા. હુંડી લઈ જનાર. | સહી પેઢીના ખુદ માલીકીની. |

**સૂચના**—૧ નં. પહેલાના વખતમાં હુંડીની અંદર રૂપીઆ હુંડીની રીતના, નામે શાહજોગ યા વેપારી જોગ ગથ ઠામ ઠેકાણું ચોકસ કરી આપજો, પીઠે પેટી બનાવી રકમ ભરાતી અને તેનીજ નીચે એના અંકેમાં નીમે રૂપીઆ આટલાના નીમે રૂપીઆથી ચોગણા પુરા રૂપીઆ આટલા આપજો. હવે તેવું લખાણ બંધ થઇ ગયું છે.

૨-મુંબઈમાં હુંડીની દેખાડ ચાલવાનો ટાઇમ સવારના ૧૦ થી ૩ છે અને નાંણા ભરવાનો વખત સાંજના ૩ થી ૬ છે. શરાફ મહાજને તથા બેંકોએ મંજુર રાખેલા તહેવારોમાં લેવડ દેવડનું કામ બંધ હોય ત્યારે હુંડી શિકારાતી નથી.

૩-રાખ્યાવાળા તરફથી હુંડીનાં નાણું બીજાને અપાવવાં હોય તો મથાળાની શ્રીની ઉપર આ હુંડીનાં નાણાં અમુકને આપજો લખી સહી કરવી.

## ૧૬૧ પેંઠનો નમુનો.

હુંડી પ્રમાણે જે ગોપાળ સુધીનું મથાળું લખી, લખવું કે જત અત્રેથી શાખ્યા પાસેથી રૂા. અંકે લીધાની હુંડી એક મુદત ની સં. ની મિતિની લખી આપી હતી પણ સદર રાખ્યાવાળા કહે છે કે એ હુંડી ગેરવલ્લે પડી છે માટે આ પેંઠ લખી આપી છે. તો તમો તમારો કાચો મેળ (રોકડ મેળ) નોંધ, રોજઆવરો; અને ખાતાવહી વગેરે જે જાતના ચોપડા રાખતા હો તે તમામ જોઇ, ચોક્કસ તપાસ કરી હુંડીનાં નાણું નહી અપાયાં હોય તો આ પેંઠ શિકારી નાણાં આપજો. અમો તમોને સનંદ નંગ ૨ થઇને વાર એક મુજરે આપીશું. સં. તા.

પેઢીના ખુદ માલેકની સહી.

## ૧૬૨ પરપેંઠ (૩ જો લેખ.)

મથાળું ઉપર પ્રમાણે હુંડી ગેરવલ્લે પડી ત્યાં સુધી લખ્યા બાદ પેંઠ લખી દીધાની મિતિ જણાવીને લખવું કે શાખ્યાવાળા ધણી કહે છે કે હુંડી તથા પેંઠ બેઉ વાનાં ગેરવલ્લે પડયાં છે. માટે આ પરપેંઠ લખી દીધી છે તો ઉપર પ્રમાણે નામું તપાસવાની સુચના લખ્યા પછી પરપેંઠ શિકારી નાણાં આપજો. અમે તમને સનંદ ૩ ત્રણ થઇને વાર એક મજરે દઈશું. સં. તા. અને સહી.

## ૧૬૩ કાગળ (૪ થો લેખ.)

મથાળું ઉપર પ્રમાણે હુંડી, પેંઠ, અને પરપેંઠ લખ્યાની મતિઓ જણાવીને લખવું કે શાખ્યાવાળા કહે છે કે હુંડી, પેંઠ, પરપેંઠ ગેરવલ્લે ગયાં છે માટે કાગળ લખી આપ્યો છે. તો નામું તપાસી ત્રણેમાંથી નાણાં ન આપ્યાં હોય તો આપજો. અમે ચારને બદલે એક વાર મજરે આપશું. સં. તા અને સહી.

---

## પાઠ ૪૭ મો. હુંડીમાં નખાતી સામાન્ય મુદતો.

૧૬૪. હુંડીમાં મુદત નાખવાનો હેતુ રાખ્યાવાળાનો મુસાફરીમાં વખત જાય તેપર આધાર રહેલો છે. હાલ રેલ્વેના સાધનથી લાંબી મુદતો નખાતી નથી તોપણ નીચેની મુદતો કાયમ છે.

**તુર્ત મુદતના**—હુંડી દેખાડતાજ નાણાં મળે.

**દિન એક વળતાની**—હુંડી દેખાડયા પછી બીજે દિવસે નાણાં મળે.

**મુદતવાર સોમની**—હુંડી દેખાડયા પછી ચોથે દિવસે નાણાં મળે.

**મુદત દિન અગ્યારની**—હુંડી દેખાડયા પછી ૯ મે દિવસે નાણાં મળે

**બાંધી મુદતની**—હુંડી દેખાડયા પછી અમુક દિવસ વિત્યાબાદ નાણાં મળે.

## પાઠ ૪૮ મો. શાહુકારના અગત્યના દસ્તુર.

૧૬૫. હુંડી ગેરવલ્લે પડે તો **પેંઠ** આપે. તે ગેરવલ્લે જાય તો **પરપેંઠ** અને તેના ઉપર **કાગળ** મળે. કાગળ ગેરવલ્લે જાય તો **નાણાં પરત મળે.** એ નમુના પૃષ્ઠ ૪૩-૪૪ માં જોશો.

૧૬૬. હુંડી લખી આપ્યા પછી, લખનાર ઇસમ, તરફથી તે હુંડી શીકારનારની ઉપર બારોબાર **ખાનગી હુંડીનો** દાખલો મોકલવામાં આવે છે. જ્યાં સુધી એવો દાખલો શિકારનારને હાથમાં ના આવે ત્યાં સુધી તે પોતે **હુંડી શીકારતો નથી.** સબબ જે તારીખે હુંડી લખાય તેજ તારીખે શીકારનારને વીગતવાર ખબર આપવામાં આવે છે.

૧૬૭. શિકારનાર હુંડી પાછી ફેરવે તો તે કોરે **પૂઠેની** હુંડી કહેવાય છે. એવું બને ત્યારે રાખ્યાવાળાને લખનાર તરફથી **ખેપ નકરામણુ** અથવા **નકશામણુ શીકરામણુ** મળે છે. ખેપ નકરામણુ એટલે ટાંપુ **ખાધું ને ખોટી થવું પડયું તે બદલની નુકશાની.** એ રકમ દેશ રિવાજ મુજબ લેવાય છે. અમદાવાદ વગેરે કેટલાંક શહેરોમાં (૧) બજાર ભાવ પ્રમાણે નવી હુંડી, (૨) ટકા લેખે ખેપ નકરામણુ, (૩) અને ગામ રિવાજ પ્રમાણે વ્યાજ મળે છે.

૧૬૮. હુંડી શીકારવાની હોય તો શીકારનાર પારેખ તેના પર જોયાની મિતિ નાંખી આપે છે, તેને **દેખાડઘાલી** કહે છે. તેમ થયું એટલે સમજવું કે હુંડી શીકરાશે. શીકારનાર દેખાડ ઘાલે, તેની સાથેજ પોતાને ત્યાં હુંડીનો દાખલો રાખે છે અને મુદત પાકે હુંડી શીકારે તે વખતે, હુંડીની પીઠે નાણાં લેનારને હાથે ભરપાઇ કરાવે છે પછી લખનારના ખાતે હુંડી ઉધારીને ખોખું બીડે છે.

૧૬૯. ભરપાઇ કરાવેલી હુંડીને ખોખું કહે છે. ખોખું—પાકેલી હુંડી. તેના મુળ લખનાર ઉપર પાછી બીડવાનો રિવાજ છે. તે પ્રમાણે શીકારનાર બીડી દે છે. મતલબ કે હુંડી પાકે એટલે લખનારને ઘેર પાછી આવે. વચમાં કોઇ જગાએ રહે નહિ. ખોખું આવ્યા ઉપરથી હુંડી લખનાર પોતાને ત્યાં શીકારનારને ખાતે હુંડી પાકયાની મિતિ તે જે તારીખના મેળમાં જમા થઇ હોય ત્યાં વધારા તરીકે ટાંકે છે.

---

## પાઠ ૪૯ મો. હુંડી વિષે વિશેષ સમજુતી.

૧૭૦. હુંડી હોય તે ગમે તે ઇસમને વેચાણ થઇ શકે તેનો ખપ ન હોય તો તેના લખનારનેજ પાછી પણ આપી શકાય. **મનીઓરડરમાં** તેમ થતું નથી. **નામજોગી** હુંડીને મહારાષ્ટ દેશમાં **ધણીજોગી હુંડી** કહે છે.

૧૭૧. શિકારની અનુકૂળતા હોય અને મુદત પહેલાં હુંડીનાં નાણાં જોઇતાં હોય તો મુદત કાપીને નાણાં લઇ શકાય. જો હુંડીનો ખપ ન હોય તો બજારમાં ગમે તેને વેચાણ આપી શકાય. અગર લખનારને પાછી આપી શકાય. પણ રૂપીઆ તો ભાવ પ્રમાણેજ પાછા મળે.

૧૭૨. બાંધેલી મુદત ઉપરાંત કેટલાક દિવસ વિત્યાબાદ હુંડી શીકારવામાં આવે છે. તેને ભખ્ખાઈના દિવસ કહે છે. જેમકે મુદત દિન ચચ્ચારની હુંડીનાં નાણાં કોઈ ઠેકાણે ૯ મે દિવસે, તો કોઇ ઠેકાણે ૧૩ મે દિવસે મળે છે. મુદતની હદ ૯ દિવસ છતાં ચાર દિવસ વધારે ખેંચે છે. તેને ભખ્ખાઇ કહે છે. જે હુંડીમાં ભખ્ખાઇ લેવાની ઇચ્છા હોય તે હુંડીમાં તેના લખનાર તરફથી 'મુદત દીન ચચ્ચાર **પછીની**' મુદત દિન ૨૧ **પછીની**' આ પ્રમાણે **મુદત સાથે 'પછીની'** એવો શબ્દ જોડાય છે. તે સંજ્ઞા ઉપરથી શીકારનાર ભખ્ખાઇ સાથેના દિવસોની મુદત પુરી થાય ત્યારે હુંડી શીકારે છે અને તેજ મીતિના લખનારને ખાતે ઉધારે છે.

૧૭૩. હુંડી લખાવી લીધા પછી લખનાર દેવાળું કાઢે તો એ હુંડી શીકારાય નહિ એટલે હુંડી **કરાવનારનાં નાણાં** ડુબે. જો શીકારાયા પછી એવો જોગ બને તો **શીકારનારનાં નાણાં દબાય.** હુંડી ઉધારે આપી હોય અને લેનાર કાચો પડે તો **હુંડીનો લખનાર જોખમમાં પડે.** હુંડી શીકારતાં પહેલાં શીકારનારની દુકાન ભાગે તો એમાં હુંડીના **લખનારને કે રાખ્યવાળાને નુંકશાન લાગે નહિ.** એવા પ્રસંગે લીધેલી હુંડી હોય તે લખનારને પાછી આપી શકાય, અને જરૂર હોય તો બીજી નવી હુંડી કે નાણાં લઇ શકાય. આવા પ્રસંગે ખેપ નકરામણ અને વ્યાજ મળે નહિ.

---

## પાઠ ૫૦ મો. અમારીવતી અને તમારીવતીનો ખુલાસો.

૧૭૪. અમારીવતીને ખાતે હુંડી લખેલી હોય તો લખનાર પોતાના જોખમે હુંડી બીડે ત્યારે હુંડીઆમણ તથા મુદતની કસરનું વ્યાજ તેને પોતાને મળે છે. શીકારનાર નબળો પડે તો હુંડીનાં નાણાં પોતે ભરી આપે, માલના વેચાણમાં નફો તોટો તથા માલ પડી રહેવાથી જે વ્યાજખાધ લાગે તે પોતે ભોગવે, તેમજ હુંડી પાછી ફરી હોય તો તે લેનારને ખેપ નકરામણ ભરી આપે.

૧૭૫. તમારીવતી ખાતે એટલે જેમના પર હુંડી લખી હોય તેમના જોખમ ઉપર તે રહે છે, તે મુદતનું વ્યાજ, તથા વેચાણનો નફો તે પોતે

લે છે. લખનાર નબળો પડે તો હુંડીનાં નાણું તેણે ભરી આપવાં પડે, પરંતુ અમારીવતીને ખાતે હોય તો રાખ્યાવાળાનાં નાણું મેળવવામાં હરકત આવે છે.

ટુંકામાં તમારીવતીના ધંધામાં આપણે આડતના ધણી; તેમજ અમારીવતીના વેપારમાં આડતિયો ચોખ્ખી દલાલી ખાઇને આપણું કામ કરે; એટલે ખાધ હોય કે નફો હોય તોપણ દરેક કામકાજમાં ઠરાવ પ્રમાણે તેમને પરસ્પર આડત આપવી પડેજ.

## પાઠ ૫૧ મો. હુંડિયામણ ખાતું.

૧૭૬. હુંડીના વેપારમાં કોઇપણ પ્રકારે **થયલો નફો ટોટો** હુંડિયામણ કહેવાય. હુંડીની **લખામણી મળે,** હુંડી **લખાવવામાં વટાવ આપે.** તૈયાર હુંડીઓ વેચાણ રાખતાં ભાવમાં ફાયદો થાય, હુંડી શીકારવામાં **શીકરામણ** કે **મુદત બદલ** વ્યાજની **કસર** લેવાય, અને હુંડીઓનો વેપાર ચલાવ્યા બદલ **આડત** મળે તે બધું **હુંડિયામણ** કહેવાય છે અને તેનો જમા ખરચ **હુંડિયામણ ખાતે** લખાય છે.

૧૭૭. હુંડીની લખામણનો ભાવ સેંકડા ઉપર ઠરે છે. તેના ત્રણ પ્રકાર છે. ૧. ૯૯॥ લઇને ૧૦૦) હુંડી આપવી પડે તેને અંદરનો ભાવ કહે છે. ૨. ૧૦૦)= લઇને ૧૦૦) હુંડી આપવી પડે તેને ઉપરનો ભાવ કહે છે. (૩) ૧૦૦) પુરા લઇને સોની હુંડી આપવી પડે તેને સરભરનો ભાવ કહે છે. અંદરનો ભાવ હોય ત્યારે હુંડી રાખનારને નફો અને તે આપનારને તોટો અને ઉપરના ભાવમાં હમેશાં ફાયદો હોય છે. ( જુઓ હુંડીઓના દાખલા. )

## પાઠ ૫૨ મો. લખેલી હુંડીઓનો જમા ખરચ.

**૧૭૮. શેકડેથી જે વેપારી ઉપર હુંડી લખી હોય તેને ખાતે તે જમા થાય, લખામણીનો નફો તોટો હુંડિયામણ ખાતે લખાય.**

## પાઠ ૫૩ મો. ઉધારે હુંડીનો વેપાર.

**૧૭૯. હુંડા ઉધારે લખી હોય તો જેમને તે લખી આપી હોય તેમને ખાતે વટાવ સહિત હુંડી ઉધરે, અને જેમના ઉપર લખી હોય, તેમને નામે હુંડીની અને હુંડિયામણ ખાતે વટાવની રકમને જમા કરવી પડે.**

આ હુંડીના લખનાર આપણે પોતે હોઇએ ત્યારે લખેલી હુંડી **પોતાના મથાળાની** કહેવાય. અમારી વતીને ખાતે લખવાથી રીતસર તેની લખા-

મણી જમા થાય જો એવા પ્રસંગે બીજા વેપારીને ત્યાંથી હુંડી લખાવી અગર ખરીદીને બીડીએ તો લખામણીને બદલે આડતની રકમ-દલાલી આડતીયાને ખાતે ચઢાવાય.

### પાઠ ૫૪ મો. હુંડિયામણ કાપવા બાબત.

**૧૮૦. હુંડી કરાવનાર જે રકમ ભરે તેમાંથી હુંડી કરવી હોય તો હુંડિયામણની રકમ કપાત થતાં જે વધે તે રકમની હુંડી લખાય.**

૧૮૧. વિશેષ—હમેશાં ઉપરનો ભાવ હુંડીઓમાં રહે છે એમ ધારવું નહિ. કોઇ વખત અંદરનો ભાવ પણ હોય છે એટલે ૧૦૦થી ઓછા લઇને સોની હુંડી આપવી પડે એવા પ્રસંગે ખોટ જાય તે હુંડીયામણ ખાતે ઉધરે.

૧૮૨. આડતિયાની ખાસ પરવાનગી હોય તોજ તમારી વતીને ખાતે હુંડી લખાય, કારણ તેના જોખમે એ વેપાર થઈ શકે. (આ હકીકત અનુભવ વિના ધ્યાનમાં ઉતરવી અશક્ય છે.)

### પાઠ ૫૫ મો. હુંડીઓ લખાવવી.

૧૮૩. હુંડીઓ લખવાથી પરગામ ખાતે આડતિયાનું દેવું થાય, તે ભરવાને સારૂ જાતે જઇએ તો ખરચ વધી પડે અને નફો હોય તે જતો રહે; માટે એવું કરજ વાળવાને સારૂ બજારમાંથી તૈયાર હુંડીઓ ખરીદ કરવી પડે છે અગર બીજા વેપારી પાસેથી લખાવવી પડે છે. એવી રીતે રાખેલી હુંડીઓને 'શાખો' હુંડીઓના વિશેષણથી ઓળખવામાં આવે છે.

**૧૮૪. અમારીવતીની ખાતે લખાવીને આડતિયાને જે હુંડી બીડીએ, તે તેમને ખાતે ઉધરે, અને નફો તોટો હોય તે હુંડિયામણ ખાતે ચઢે.**

### પાઠ ૫૬ મો. હુંડીઓની ખરીદી. (ત્રણ રીતે ઉપયોગ.)

**૧૮૫. ખરીદ કરેલી હુંડીઓ તત્કાળ વેચાય તો નફો તોટો હોય તે હુંડયામણ ખાતે ચઢે.**

**૧૮૬. જ્યારે લખાવેલી કે ખરીદ કરેલી હુંડીઓ ઉધારે અપાય ત્યારે લેનારને ખાતે વટાવ સાથે હુંડીની રકમ ઉધરે.**

**જો આપણે ઉધારે રાખી હોય તો તે આપનારને ખાતે જમા થઈ, લઈ જનારને ખાતે ઉધરે.** આ જમા ખરચ ઉધાર માલની લેવડ દેવડ પ્રમાણે થાય.

**૧૮૭. લખાવેલી કે ખરીદ કરેલી હુંડીઓ દુકાન ખાતે પડી રહે તો તેમાં રોકેલી રકમ શ્રી જણસેમાં ઉપર ટપકે ગણાય અને ઉપયોગમાં આવેથી લખાતું બંધ થાય પણ ખરીદી વકરામાં ઉપયોગ થતો નથી કેમકે તે મળેલી વસ્તુ નથી. પણ નાણું છે.**

## પાઠ ૫૭ મો. હુંડીઓ શીકારવી.

**૧૮૮. શીકારેલી હુંડીની રકમ તેના લખનારને ખાતે ઉધરે. ઉધારે શીકારી હોય તો હુંડીનાં નાણાં રાખ્યાવાળાને ખાતે જમા રહે. મુદત કાપીને હુંડી શીકારી હોય તો મુદ્દલ બદલ કાપેલી રકમ હુંડીયામણ ખાતે જમા થાય, અને હુંડીના લખનારને ખાતે તો હુંડીની પુરી રકમ ઉધરે.**

### હુંડીને લગતા પ્રશ્નો.

(૧) હુંડી એટલે શું? (૨) શાહજોગી હુંડી કોને કહે? (૩) રાખ્યાવાળા શીકારનાર અને નામ જોગીની વ્યાખ્યા (૪) ખોળાધર, કોરેપૂઠેની, ભરપાઇ અને દેખાડ ઘાલી એટલે શું? (૫) ગેરવલ્લે ગયેલી હુંડીનાં નાણાં લેવાનો ઉપાય શો? (૬) હુંડીની સામાન્ય મુદતો અને તેનો અમલ કહો. (૭) ખેપ નકરામણ એટલે શું ને તે ક્યારે મળે? (૮) અમારી વતીનો વેપાર કોને કહેવો. (૯) તમારી વતીના વેપારમાં આપણને લાભ શો? (૧૦) હુંડીમાં મુદત નાંખવાથી વેપારીઓને લાભ છે કે નહિ. (૧૧) શીકારેલી હુંડીનું જમા ખરચ નાખતાં કયા મુદા ધ્યાનમાં રાખશો? (૧૨) ઉધારે લખી આપેલી હુંડીનો જમા ખરચ શી રીતે લખશો? (૧૩) રાખેલી કે લખાવેલી હુંડીઓ તે તુર્ત ઉપયોગમાં આવે તો કયે ખાતે રહે? (૧૪) ખોખું એટલે શું? હુંડી શીકારાયા પછી ક્યાં રહે અને તેમ થવાનું કારણ કહો. (૧૫) હુંડીનાં નાણાં મુદત પહેલાં શી રીતે મળે?

### મનોયત્ન ૮ મું. શરાફી હુંડીઓનું નામું.

(૧) સં. ૧૯૫૮ ના ચૈત્ર સુદ ૫ ગયા મેળની બાકી રૂ. ૪૩૫।૦।.

(૨) ઝવેરી મગનલાલ માણેકલાલે રૂ. ૨૦૧) ભરીને હુંડી માગી. આપણે સેંકડે અર્ધો ટકો હુંડિયામણનો લઇ, મુંબાઇના પરી. શામળભાઇ નથ્થુભાઇ ઉપર તુર્ત મુદતની લખી ચૈત્ર સુદ ૫. હુંડી પાકી એટલે શીકરાઇ ચૈત્ર સુદ ૮.

(૩) પંડયા રણછોડ ગલુદાસને ખાતે બાકી રૂ. ૭।।। લહેણા છે તેનું વ્યાજ રૂ. ૧।। થાય છે, તે બધું ભરી ગયો.

(૪) હુંડી રૂ. ૧૫૧) ની વકીલ કેશવલાલ દ્વારકાંદાસને અમદાવાદના પટેલ મોતીલાલ શામળભાઇએ અમારી ઉપર, દિન ૧ વળતાની ફાગણ વદ ૧૪ સે લખેલી, તે શીકારી. માસ્તર બાળકૃષ્ણ મનસુખરામની ખોળાધારી લઇ નાણાં આપ્યાં અને તેમની પાસે ખોખું ભરપાઇ કરાવીને અમદાવાદ ખાતે બીડયું.

(૫) ચોકસી લલ્લુ લખમીદાસને રૂ. ૮।। રોકડા તથા રૂ. ૨૦) ના પૈસા ૬૫ લેખે આપ્યા અને રૂ. ૨૮।। કંસારા અમથા ટોકરે કબુલાવ્યાં.

(૬) હુંડી ૧ રૂ. ૧૨૫) ની દા. ૯૯ાા ભાવે ખરીદ કરી. તે વડોદરાના ઝવેરી જમનાદાસ મથુરાંદાસે અમદાવાદના પરી. મગનભાઇ કરમચંદ ઉપર લખેલી છે, હુંડી કરાવનાર (રાખ્યાવાળા) શાહ માણેકલાલ હરગોવનદાસ છે, તે મુદતવાર ભોમની લખી મિતિ માહા વદ ૧૪. એ હુંડી રાખ્યાવાળા પાસેથી વેચાણ લીધી.

(૭) ગરાસીઆ જીવણજી દલજીના ખાતાનો હિસાબ કરતાં રૂ. ૧૦) વ્યાજના લહેણા પડયા, (કલમ ૯૧) બ ઘરને સારૂ શેત્રંજી રૂ. ૧૦)ની લાવ્યા.

(૮) દવે લલ્લુ હરિશંકર રૂ. ૭) આપી ગયા. ખાતું ઉપર ટપકે કરો.

(જુઓ નમુનામાં)

## અનોયત્ન ૯ મું શરાફી ધંધાનું નામું.

(૧) સં. ૧૯૫૮ ના વૈશાખ સુદ ૩ શ્રી જણસે રૂ. ૫૫૩ા૦ા હતા.

(૨) હુંડી રૂ. ૧૨૫) ની દા. ૦)≡ ઉપરના ભાવે ચોકસી લલ્લુ લખમીદાસને ઉધારે વેચાણ આપી.

(૩) ઘાંચી જીવા કાલુને ત્યાંથી ખાંધાના રૂ. ૫) આવ્યા.

(૪) હુંડી ૧ રૂ. ૩૨૫) દા. ૯૯ ના ભાવે પરી. દેવજી કાશીદાસની દુકાનેથી ઉધારે લખાવી. તેમણે સુરતના પરી. હરકીસનદાસ નારણદાસના ઉપર લખી, મુદત દિન ચાર ચારની. એ હુંડી મુંબાઇના પરી. શામળભાઇ નથ્થુભાઇ ઉપર બીડી. પાકી સુદ ૧૧.

(૫) હુંડી ૧ રૂ. ૭૦૦) ની સુરતના પરી મંગળદાસ તાપીદાસ ઉપર, વડોદરાના ઝવેરી શામળભાઇ જમનાદાસે લખી, રાખ્યા વકીલ અમથાભાઇ ગીરધરલાલના, તુર્ત મુદતની, લખી વૈશાખ સુદી ૧, રાખ્યાવાળા પાસેથી દા. ૯૯ાા~ ના ભાવે વેચાણ રાખી, અને પરી. દેવજી કાશીદાસને રૂ. ૧૦૦)~ ના ભાવે આપી વેપાર રોકડેથી થયો.

(૬) છુટા રૂ. ૧૭ાા ના ૬૬ લેખે રાખીને ૬૪ લેખે આપ્યા.

(જુઓ નમુનામાં વૈશાખ સુદ ૩.)

## અનોયત્ન ૧૦ મું. પરચુરણ.

(૧) સં. ૧૯૫૮ જેઠ સુદ ૨ નો મેળ દોરો. કોથળીમાં રૂ ૪૩૫ા~ છે.

(૨) ૩ મણ ૨૪ દા. ૫ાા ભાવથી પરી. દેવજીભાઇ કાશીદાસને આપીને તેજ કીંમતમાં ૧૬ાા મણ સાકર ખરીદી. આ માલ વખારે લાવતાં ૦)≡ ખરાજાત લાગી.

( ૩ ) દેશાઇ નાથજી ભોગીલાલની ચિઠ્ઠી આવી, તેથી તેમના દેવા પેટે વહોરા હાજી બાજીને માલ આપ્યો તેની વિગત—સોનું તોલો ૧ દા. ૨૪) સાકર મણુ ૪ દા. ૮।।, ૨ મણુ ૦।। દ. ૫।।।.

( ૪ ) દુકાનમાંથી રૂ. ૨) ની સાકર ઘેર મોકલી, અને ૫, તોલા સોનું લઇ દોરો કરાવ્યો, તેનો ભાવ ૨૩।।। ગણ્યો. સોની દલસુખ મગનને તોલે બાર આના પ્રમાણે મજૂરી આપી. (દાગીના ખરચ મજુરી સહિત લખવો).

( ૫ ) નોટો ૩ દરેક રૂ. ૫૦ ) પચાસની દર રૂા. ૯૯।।ㄱ થી રાખી.

( ૬ ) ઘાંચી જીવા કાલુને ખાતે રૂ. ૧૯ ) લહેણા હતા, તેને બદલે નવું ખાતું રૂ ૫૧ ) નું કર્યું. વ્યાજ રામ ૧૨ લેખે. મંડામણી રૂ. ૩) લીધા.

( ૭ ) પટેલ દેશાઇ કુબેર સાથે ૧૦ મણુ ઘી દા. ૧૫ ના ભાવથી જેઠ વદ ૦)) ને વાયદે લેવાનો કબાલો કરી; તેના બહાનામાં રૂ. ૩૫ ) આપ્યા.

( ૮ ) હુંડી ૧ રૂ. ૪૨૫ ) ની અમદાવાદના માધુભાઇ રણછોડભાઇ ઉપર, લખી મુંબાઇથી શેઠ દીનશાજી દાવર, રાખ્યા ઇચ્છારામ હરજીવનદાસ, તુરત મુદતની, મીતિ વૈશાખ વદ ૧૪ ની; તે રાખ્યાવાળા પાસેથી દર. ૯૯।।। ના ભાવે વેચાણ રાખી. તેના અવેજમાં ૧૦ તોલા સોનું દા. ૨૪. અને ખુટતા રૂપીઆ રોકડા આપ્યા.

( ૯ ) ૧૮।-।।। જીવણુ મોજીલાલની અનામત રકમ હતી તે લઇ ગયા.

## મનોયત્ન ૧૧ મું. બેઠો મેળ.

(૧) સં. ૧૯૫૮ ના અસાડનો બેઠો મેળ પાછલી સિલક રૂ. ૫૯૦।।।ㄱ

(૨) હુંડી ૧ રૂ. ૪૨૫ ) ની ખરીદેલી હતી તે દા. ૦)ㄱ ઉપરના ભાવે પરી. દેવજી કાશીદાસને રોકડેથી વેચાણ આપી. તેમાંથી રૂ. ૯૧) ચોકસી લલ્લુ લખમીદાસને ત્યાં ભરાવ્યા સુદ ૨.

(૩) અમદાવાદના આડતિયા પટેલ, મોતીલાલ શામળભાઇના લખવાથી અમે તેમના ઉપર રૂ. ૩૦૦) ની મુંબાઇના પરી. શામળભાઇ નથ્થુભાઇ ઉપર મુદતવાર ભોમની સુદ ૨ ની મિતિની હુંડી લખીને આજે મોકલી. હુંડિયામણ ૦)ㄱ ગણ્યું, પાકી સુદ ૬. ( કલમ ૧૪૦ )

(૪) પટેલ દેશાઈ કુબેર સાથે જેઠ વદી ૦)) ના વાયદે ઘી મણુ ૧૫ દા. ૧૦ ના ભાવે સહી કર્યું હતું, તે કબાલાની મુદત પુરી થઇ છતાં માલ આપી શકયા નહિ; માટે દર મણે રૂ. ૧। નફો લેવાનો ઠરાવી કબુલત માંડીવાળી રકમ ખાતે બાકી રાખી સુદ ૨.

(પ) ઘાંચી જીવાં કાલુ પાસે રૂ. ૫૧) અંગઉધાર લહેણા છે. ને વ્યાજના રૂ. ૦ાનાા વધે છે. તે ખાતું ચોકસી લલ્લુભાઇ લક્ષ્મીદાસને રૂ. ૪૯) થી વેચાણ આપી રકમ તેમને ખાતે ચઢાવી સુદ ૫.

(૬) મુંબઇના પરી. શામળભાઇ નથ્થુભાઇ મારફત કાપડ મંગાવ્યું તેમણે વદ ૧૦મે ચઢાવ્યું. ભરતિયામાં લખ્યું છે કે પેંઠની પાઘડીઓ ૨૫ દા. ૧૦) વળતરના સેંકડે ૩ાા ટકા બાદ છે. બંધનને સારૂ રૂ. ૦ાા ખરચેલો છે, તથા આડતના ટકા ૨ાા ચઢાવ્યા છે. માલ રેલ્વે પરથી લાવતાં આપણે હાથે રૂ. ૦ાાન્ન તુરમાં, વૈતરાને ૦)ન્ન, અને દર નંગે ત્રણ પાઇ જકાતની ખરચ થઇ.

(૭) શામળભાઇને તે માલના અવેજ પેટે હિસાબ ચુકતે, તેમના પોતાના ઉપરની તુર્ત મુદતની ચોકસી લલ્લુ લખમીદાસને ત્યાંથી સરભર લેખે રોકડેથી હુંડી લખાવીને બીડી વદ ૧૨. પાકી વદ ૧૩.

(૮) સાકર મણ ૧૦ જેની પડતર કિંમત રૂ. ૮) છે તે દર મણે બે આના નફો ગણીને વેચી વદ ૧૩.

(૯) સાકર મણ ૨ાા દા. ૮ાા દેશાઇ નાથજી ભોગીલાલને રોકડેથી આપી. સાંજે માલ પાછો આવ્યો અને રૂપીઆ લઇ ગયા નહિ વદ ૧૪.

(જુઓ અસાડનો મેળ.)

## મનોયત્ન ૧૨ મું ( તિથિ વાર મેળ દોરો. )

સં. ૧૯૫૮ ભાદરવા માસનો તીથિવાર મેળ દોરો.

(૧) શ્રી જણસે રૂ. ૧૧૪।૦।. સોનું તોલા ૪ દા. ૨૪ થી પરીખ દેવજીભાઇ કાશીદાસ લઇ ગયા અને રૂ. ૪૫) ભરતા ગયા સુદ ૮.

(૨) કંસારા અમથા ટોકરને ત્યાંથી પીતળનો ગોળો શેર ૧૨ાા નો દા. ૦ાા~ અને ત્રાંબાનો દાબડો શેર ૨ાા દા૦ રૂ. ૦ાાા પ્રમાણે લીધો. તેમાં રૂ. ૨) રોકડા આપી, બાકીનું લહેણામાં જમા કર્યું સુદ ૮.

(૩) પેંઠની પાઘડીઓ ૨૫ દરેક રૂ. ૧૦) ની હતી. તે દર નંગે રૂ. ૦ાા નફો ચઢાવીને ગાંધી મોહનલાલને રોકડેથી આપી. સુદ ૮.

## મનોયત્ન ૧૩ મું.

(૧) શ્રી જણસે ૪૨૦ાાા૦. સોનું તોલો ૧ દા. ૨૪ લેખે પરી. દેવજી કાશીદાસને નામે લખીને આપેલું હતું તે પાછું આવ્યું. સુદ ૧૫.

(૨) સેખ ડોસુ કાલુને ખાતે રૂ. ૧૦૦) ના રૂ. ૧૦૩ થાય છે. તે પેટે (ખેતર નામે વડવાળુ રૂ. ૯૧) માં રાખ્યું. ગાડી રૂ. ૧૦) માં રાખી. અને બાકીની રકમ છુટ મુકી ખાતું બંધ કર્યું સુદ ૧૫.

(૩) શાહ હીરાચંદ ઝવેરને રૂ. ૧૦૦) માંહેથી હુંડી લેવી છે. ટકા લેખે હુંડિયામણ કાપી મુંબાઇના પરી. શામળભાઇ નથુભાઇ ઉપર તુર્ત મુદતની હુંડી લખી સુદ ૧૫ ( વેપાર ઉધારે ) પાકી વદ ૧.

(૪) સોનું તોલા ૯ દા. ૨૫ લેખે રોકડેથી વેચ્યું સુદ ૧૫.

## મનોયત્ન ૧૪ મું.

(૧) શ્રી જણુસે ૬૪૫ાાા૦. ઘરમાંનો દોરો રૂ. ૧૨૫)થી ઉચક આપ્યો. ખેતર રૂ. ૧૧૭) માં ઠાકરડા ગમીરજી હમીરજીને આપ્યું વદ ૧૨.

(૨) સાકર ૨ા મણ દા. ૯) ના ભાવે પટેલ દેશાઇ કુબેર લઇ ગયો. તે પેટે રૂ. ૮) રોકડા રૂ. ૨) નું ઘી શેર ૬ાા તથા બાકીની રકમનો ચોકસી લલ્લુ લક્ષ્મીદાસને ત્યાં હવાલો આપ્યો વદ ૧૨.

(૩) હુંડી રૂ. ૧૫૧) ની મુંબાઇના પરી. હરિવલ્લભ મુળચંદ ઉપરની દિન ૧ વળતાની પરી, ઝવેરચંદ લખમીચંદને ત્યાંથી દા. ૦ાા≈ પ્રમાણે લખાવી. એ હુંડી પરી. દેવજી કાશીદાસને નામે લખીને બેઆના નફાથી આપી વદ ૧૨.

(૪) શાહ હીરાચંદ ઝવેરચંદ રૂ. ૧૦૪ાા ભરી ગયા.

(૫) રૂા. ૨૭૬ા≈ ભરીને દા. ૦ાા પ્રમાણે હુંડિયામણની રકમ કાપીને ઝવેરી માણેકલાલ હરગોવનદાસને ત્યાંથી હુંડી લીધી. તેમણે ભરૂચના નાણાવટી હીરાલાલ ડાહ્યાભાઇ ઉપર તુર્ત મુદતની લખી આપી. તે હુંડી પરી. શામળભાઇ નથુભાઇને મુંબાઇ બીડી. વદ ૧૨.

(જુઓ નમુનામાં ભાદરવા માસનો મેળ)

## મનોયત્ન ૧૫ મું. સાલ આખરે નવો જમા ખરચી મેળ.

સંવત ૧૯૫૮ ના આસો વદ ૦)) નો જમાખરચી મેળ તૈયાર કરશો.

(૧) પાછલી સિલક રૂ. ૫૭૩ાાા≈ા છે.

(૨) ૫૮ ની સાલના રોજમેળની ખાતાવહી તૈયાર કરો. (ક. ૧૯૧)

(૩) મુંબાઇના શામળભાઇને ખાતે હુંડીઓની આડતના રૂ. ૦ાાા જમા લેવાનો છે, અને અમદાવાદના પટેલ મોતીભાઇ શામળભાઇને ખાતે રૂ. ૦ાાા≈ ઉધારવાના છે. તેનો જમાખરચ રીતસર નંખો. (ક. ૧૯૭)

(૪) ચોકસી લલ્લુ લખમીદાસ, પરી. દેવજી કાશીદાસ, અને દેસાઇ નાથજી ભોગીલાલના ખાતાનું વ્યાજ અનુક્રમ ૦ાા≈ ૦ા≈ અને ૦ાા– લેખે ગણો. કસરને સારૂ પંચોતરી કાપો અને તે રકમો રોજમેળમાં દાખલ કરી ખાતે ચઢાવો. (કલમ ૯૫, ૯૬)

કંસારા અમથા ટોકર અને પટેલ નારણ રેવાભાઇને ખાતે દિન ૦ાા લેખે કાપીને વ્યાજ અનુક્રમે ૦ાા– અને ૦ાા= ચઢાવો.

પરી. શામળદાસ નથ્થુભાઇ અને પટેલ મોતીલાલ શામળભાઇના ખાતાનું વારેવારીઉં વ્યાજ આઠ આનાની તેરીખે ગણી ખાતે ચઢાવો.

પટેલ દેસાઇ કુબેરને ખાતે ૦ા≡ લેખે વ્યાજ ચઢાવો. છુટ આપવાની નથી.

(૫) ધંધા સંબંધી હેમ, રૂ, બાજરી, સાકર, ઉપજ, કાપડ, વ્યાજ, હુંડિયામણ ખાતાનો નફો તોટો વટાવ ખાતે લઇ જવો. અને ખરચને લગતાં ખાતાં નક્કી કરી, વટાવ ખાતે સમાવીને એ બધાં ખાતાં સરભર કરી લાવો.

(૬) બધી જાતની પેદાશ અને ખરચ વટાવ ખાતે સમાવીને વટાવ ખાતું નક્કી કરો અને તેમાંની વધઘટ હોય તે શેઠને ખાતે ચઢાવો. (કલમ ૨૧૩–૧૪.)

(૭) આસામીઓને ખાતે બાકી નીકળે તે આંકડો નક્કી કરી, ખાતે બાકી ખેંચી સરવાયું તૈયાર કરી, નવી સાલની એટલે ૫૯ ની સાલની ખાતાવહી દોરો. ( જુઓ, ક. ૨૦૪–૫ જુઓ નવી ખાતાવહી.)

(૮) ૫૮ ની સાલની વાર્ષિક પેદાશ, ઘર ખરચની રકમ અને સાલ આખરે બચત કેટલી છે ? તે સમજાવો. ( જુઓ વટાવ ખાતું. )

(૯) ખરચખાતું, ખરીદખાતું, વટાવખાતું, વ્યાજખાતું, અને વકરાખાતું એટલે શું ? (જુઓ વ્યાખ્યાઓ.)

(૧૦) રોજમેળ અને રોકડમેળ નોંધવહી અને ભરતિયાંવહી, ઍંડોમેળ, અને રોજમેળ, ઍંડોમેળ અને આવરો તથા આંકડાવહી અને ખાતાવહીનો તફાવત કહો ? રોજમેળ ગુમ થાય તો ખાતાવહીથી કામ નભાવવામાં શી હરકત આવે તે સમજાવો જોઈએ.



## સાલ આખરે ખાતાં સંબંધી જમા ખરચ.

### પાઠ ૫૬ મો. ખાતાંવહી વિષે–ખાતું પાડવું.

૧૮૯. ખાતાં ખતવી રાખવાનો ચોપડો હોય તે ખાતાવહી કહેવાય છે. તે રોજમેળ ઉપરથી તૈયાર થાય છે. ખાતાવહી પરથી રોજમેળ થઇ શકે નહીં, કેમકે ખાતાવહીમાં રકમને લગતી હકીકત લખાતી નથી. માટે રોજમેળ વધારે કીંમતી ચોપડો ગણાય છે.

૧૯૦. કયા ખાતાદાર પાસે કેટલું લહેણું છે, કયા ખાતાદારનું કેટલું દેવું પડે છે, કયા ધંધામાં કેટલો નફો તોટો છે. અને ઘર ખરચમાં કેટલો ઉપાડ થયો છે; તે જાણવાનું ખરું સાધન ખાતાવહી છે. તે તૈયાર ન

હોય તો ઉઘરાણી કે હિસાબ થઈ શકે નહિ. માટે રોજમેળ લખાતો જાય તેમતેમ ખાતાવહી ખતવી જોઇએ.

૧૯૧. રીત-અમુક આસામીનું ખાતું સં. આટલાની સાલનું લખીને જમા ઉધાર દોરીએ, તેનું નામ 'ખાતું પાડયું' કહેવાય. અને તે ખાતે રોજમેળમાં જે જે રકમો જમા ઉધાર થઇ હોય તેનો આંકડો મેળના પાના સાથે મિતિવાર ઉતરે તેને 'ખાતું ખતવ્યું' કહેવાય. ખાતું ખતવાય એટલે રોજમેળમાં જે તે બાજુએ રકમોના છેવટ ભાગે ડાબી બાજુએ ખાતાનું પાન નોંધવું અને રકમ ખતવી લીધી એવું સમજી શકાય માટે મેળમાં મથાળાની રકમ નીચે '૦' કે '।' નું નિશાન કરવું એને શારૂં માર્યું કહે છે.

૧૯૨. ખાતાવહીમાં મથાળામાં કેટલાક પાન કોરાં રાખવા તે ઉપર અથવા જુદી ચોપડીમાં ખાતાની કક્કાવારી અનુક્રમણિકા લખવી. દરેક અક્ષરના પેટામાં સુમાર પડતી જગો ખાલી રાખવી, જેમ જેમ ખાતું પડતું જાય તેમ તેમ ઘટીત અક્ષરોના ખાનામાં તે ખાતાદારનું નામ અને ખાતાનું પાનું ટાંકવું એટલે હરકોઇ ખાતું શોધવામાં વખત જતો બચશે અને રકમ ખતવવા માટે ખાતું સહેજે મળી આવશે.

---

## પાઠ ૫૭ સાલ આખરે ખાતાવાર તજવીજ.

૧૯૩. રોજમેળની રકમો પુરેપુરી ખતવાઇ છે કે નહી તે તપાસવું.

૧૯૪. આપ લેનો ઘણો સંબંધ હોય તેવા વેપારીઓની સાથે ખાતાની રકમોનો મેળ લેવો. ભુલવાળી રકમ નીકળે તો આસો વદ ૦)) ના જમા ખરચી મેળમાં એવી રકમ ચઢાવીને ખાતાવહીમાં ખતવી લેવી.

પરગામી વેપારીઓનો સંબંધ હોય તેમને પોતાના ખાતાની નકલ બીડવી અને પરસ્પર આંકડા મેળવી ખાતાનો જમા ખરચ ચોંકખો કરવો.

૧૯૫. ગ્રાહકોથી વસુલ લેવા ઉઘરાણીની નોંધ વહી હોય તેમાં વસુલ થયલી રકમો રોજમેળમાં જમા થઇને ખાતે ચઢી છે કે પરભારી ખાતે ખતવહી લઇ રકમ ઉચાપત કરી છે તેનો પણ તપાસ કરવો.

૧૯૬. ખરી આસામીને ખાતે જમા લેવાનું હોય તે બીજાને નામે લેવાયું હોય અથવા ઉધારવાનું હોય તે બીજાને નામે ઉધરી ગયું હોય તો એવી ભુલો પરસ્પર ખાતું મેળવીએ ત્યારેજ સમજી શકીએ. માટે એવી ખાતા ફેર રકમ હાથ લાગે તો તુરતજ જમા ખરચ ઉલટાવી દેવો. અને ખાતું ચોક્કસ કરવું.

૧૯૭. આડત કમિશનવાળાં ખાતામાં પરસ્પર દેવી લહેણી આડતનો આંકડો મુકરર કરી તેનો જમા ખરચ છેલ્લા મેળમાં નાંખી ખાતે ચઢાવી દેવો.

૧૯૮ વ્યાજુ ખાતાં હોય તે ખાતાનું વ્યાજ ગણી વ્યાજવહીના ચોપડામાં દાખલો રાખવો. અને વ્યાજ દેવું પડતું હોય તે રોજમેળમાં આસામીને ખાતે જમા લઇ વ્યાજ ખાતે ઉધારવું તેમજ લહેણું પડતું હોય તે પણ વ્યાજખાતે જમા કરીને દેણદાર આસામીઓને ખાતે ઉધારી લેવું. વ્યાજવહીમાં તારીજની અંદર વ્યાજની રકમ હોય તો તે બાજુએ રોજમેળનું પાનું ટાંકવું. અને મેળ ઉપરથી એવી રકમો ખાતાવહીમાં ચઢાવી દેવી. પરંતુ વ્યાજવહી પરથી પરમારી ખાતે ચઢાવી શકાય નહી. ખાતાવહીની બાકી સાથે વ્યાજની તારીજનો કુલ આંકડો મળે તોજ ખાતાની બાકી ખરી છે એમ સમજવું.

---

## પાઠ પ૮ મો. ખાતાંના પ્રકાર.

૧૯૯. ખાતાંની અંદર જમા ઉધાર બાજુના સરવાળા લેવાય એટલે ખાતાંની વર્ગણી નીચે પ્રમાણે થઇ જશે.

**૧ ખરી આસામીનાં ખાતાં, ૨ કાલ્પનિક ખાતાં.**

૨૦૦. ખરી આસામીનાં ખાતાં બે પ્રકારનાં હોઇ શકે. ૧ સરભર થયલાં ૨ બાકી ખેંચવાનાં.

### સરભર થયલાં ખાતાં બંધ કરવાં.

૨૦૧. જે ખાતામાં જમા ઉધાર બાજુના સરવાળા સમાન હોય તે ખાતું 'સરભર થયું' કહેવાય, એવું જ્યાં જ્યાં જોવામાં આવે ત્યાં ત્યાં તે દરેક બાજૂએ લીટીઓ દોરીને પૂરી નાખવી, તેને 'ખાતું બંધ કર્યું.' કહે છે. (જુઓ ખાતાવહીમાં દરેક ખાતું.)

---

## પાઠ પ૯ મો. ખરી આસામી ખાતે બાકી ખેંચવાની રીત.

૨૦૨. સાલ આખરે આસામીઓ પાસે દેવું લહેણું રહેતું હોય તેને દાખલો નવી સાલને વાસ્તે રાખવો તેને 'ખાતે બાકી ખેંચી' કહે છે.

૨૦૩. જે આસામીના ખાતામાં જમા કરતાં ઉધાર ઓછું હોય તેમાં સાલ આખરે જેટલું જમા રહે, તેટલું 'દેવું પડે છે' એમ કહેવાય.

૨૦૪. જે આસામીના ખાતામાં ઉધાર કરતા જમા ઓછું થાય, તેમાં સાલ આખરે ખાતે બાકી લેવાનું જે રહે તે 'લહેણું ગણાય.'

૨૦પ. જે ખાતે દેવું પડતું હોય તે ખાતે દેવી રકમને 'બાકી દેવા આસો વદ ૦)) એવું લખીને ઉધારવાથી, તેમજ લહેણી રકમને એ રીતે શેરો મારીને જમાં માંડવાથી ચાલુ ખાતું સરભર થાય છે, અને જમા ઉધાર પાસાં પૂરી લેવાથી બંધ થઇ જાય છે.

એ રીતે બંધ થયા પછી દેવી રકમને જમા બાજૂએ અને લહેણી રકમને ઉધારમાં માંડીએ એટલે ખાતે બાકી ખેંચાયલી માલૂમ પડી આવે છે. એ પ્રસંગે બાકી રકમ આગળ લખાય છે કે 'બાકી દેવા કે લહેણા સં. નવી સાલના કાર્તક સુદ ૧, સરવાયાનું નવી ખાતાવહીનું પાન અમુક.' અને નવી ખાતાવહીમાં તે રકમ ઉતારતાં સરવાયાનું કે જુની ખાતાવહીનું પાન નોંધાય છે જેમકે—

અ. પરી. શામળભાઇને ખાતે રૂ. ૨૨॥॥ દેવા પડે છે તે ખાતું સરભર કર્યા પછી ટાંકેલાં છે.

બ. પટેલ દેસાઇ કુબેરને ખાતે રૂ. ૫૨॥– લહેણા રહે છે તે ખાતું સરભર કર્યા પછી બાકીમાં મૂકેલા છે. ( જુઓ ખાતાવહીમાં ખાતું )

આ પ્રમાણે દેવી લહેણી રકમ રહી તે સરવાયામાં લીધી છે અને સરવાયાનું પાનું ખાતામાં ટાંક્યું છે. પછી સરવાયા ઉપરથી નવા વર્ષની ખાતાવહી તૈયાર કરી છે, અને તેમાં સરવાયાનું પાનું સાંકળ્યું છે. (જુઓ ખાતાવહી.)

## પાઠ ૬૦ મો કાલ્પનિક કે વિષયવાર ખાતાં વિષે.

૨૦૬. કાલ્પનિક ખાતાં બે પ્રકારનાં માની શકાય અ પેદાશ સંબંધી બ ખર્ચ સંબંધી ચાલુ સાલમાં ખાતાવાર માહિતી મળવાને એવાં ખાતા ઉઘાડે છે અને સાલ આખરે એમાંનો સાર સમજી લીધા પછી એ બધાંને રજા આપવામાં આવે છે માટે સર્વ પ્રકારનાં કાલ્પનિક ખાતાંને માંડી વાળવા જોગ કહે છે.

૨૦૭. આસામીઓને ખાતે બાકી હોય તે રકમો દેવી અથવા લહેણી તરીકે મનાય છે. પરંતુ ધંધા સંબંધી ખરીદ વકરા કે વ્યાજ વંટતરવાળા ખાતામાં ખાતે બાકી જમા રહેતું હોય તે નફો થયો, ફાયદો મળ્યો કે પેદા કર્યું અને ઉધારમાં બાકી રહેતું હોય તો તે ધંધામાં ખોટ ગઇ, કે ખામ લાગી, એવું કહેવામાં આવે છે. સાલ આખરે એવી રીતને ખાતાવાર તપાસ કરી જુદા કાગળ પર ટાંચણ લેવું.

૨૦૮. ખરીદ વકરા ખાતું નક્કી કરતા પહેલાં ધ્યાનમાં લેવું જોઇએ કે દરેક જાતના માલની ખરીદી થઇ તેટલું વેચાણ છે કે નહીં. બાકીમાં કેટલું રહ્યું છે તેનો સાલ આખરે અંદાજ કાઢવો જોઇએ પુરૂં વેચાણ હોય તો તે ઠીક ગણાય. પણ જુજ વેચાણ હોય અથવા બીલકુલ વેચાણ ન થયું હોય તો વખારમાં જઇ બાકી નીકળતા માલનુ તોલ, ગણતરી કે ભરત ઘટતું હોય તેવી રીતે તપાસી કાગળ પર ટાકી લેવું. પછી તેને ખરીદીના આંકડા સાથે સરખાવી જોવું. જો માલ ઓછો માલુમ પડે તો ઉંદરથી ખવાયો, હવાથી સૂકાયો, ભેજથી ઓગળ્યો, અથવા સાફ કરાવવામાં

કસર પડી; પણ વધારે પ્રમાણમાં માલુમ પડે તો તોલની કસરનો ફાયદો; એવી ભાવના કરવી.

પછી વધેલા માલની કીંમત પર ધ્યાન દેવું જો બજાર ભાવ ચઢતા પ્રમાણમાં હોય તો પડતર ભાવે ખંડવો. કેમકે તે કાયમી ભાવ નથી અને માલ તત્કાળ વેચાવાનો પણ હોતો નથી. પરંતુ જો ઉતરતો ભાવ હોયતો ચાલુ ભાવે કે તેથી કમી ભાવે કીમત આકારવી તે રકમ આશો વદ ०)) ના મેળમાં વકરા ખાતે જમા લેવી પછી ખાતે ખતવવી. ખતવ્યા બાદ બાકી તપાસતાં નફો હોય તો મેળ મારફતે ખરીદી ખાતે ઉધારી વટાવ ખાતે જમા લઇ ખાતું સરભર કરવું. તોટો હોય તો વકરા ખાતે જમા લઇ વટાવ ખાતે ઉધારીને પણ ખાતું સરભર કરી બંધ કરવું.

૨૦૯. આ પુસ્તકમાં નામાના માલિક શેઠ મોતીલાલ ગોકળદાસ છે. તેમણે દલાલી–વટાવ, માલની ખરીદી, વ્યાજુધંધો, હુંડીઓનો વેપાર કરેલો છે. તે બધાં આવકનાં ખાતામાં વટાવખાતાને મુખ્ય ખાતું માની જુદોજુદો નફો વટાવખાતે જમા લીધો છે અને ખરીદી વકરા, વ્યાજ તથા હુંડિયામણ ખાતે ઉધાર્યો છે.

## પાઠ ૬૧ મો. કાલ્પનિક ખાતાં માંડી વાળવાનો જમા ખરચ.

૨૧૦. ખાતાં માંડી વાળવાનો જમાખરચ જે રોજમેળમાં પડે છે તેને જમાખરચી મેળ ( અચડમેળ ) કહે છે. કેમકે એમાં ખાતે નહિ ચઢેલી જમાખરચી રકમો આવે છે. વરસનો છેલ્લો દિવસ આસો વદ ०)) ગણાય. માટે તે દિવસનો ચાલુ મેળ લખાઇ બંધ થયા પછી નવે નામે જમાખરચી મેળ દોરાય છે, તેમાં સાલ આખરે ગણેલાં વ્યાજ, આડત, ખાતા ફેર થયેલી રકમ અને ખાતાં માંડી વાળવાનો જમાખરચ પડે છે. (જુઓ જમાખરચી મેળ. )

૨૧૧. ધંધા સંબંધી ખાતામાં નફો હોય તે ઉધારીને વટાવ ખાતે જમા લેવો જોઇએ. ખોટ હોય તો તેથી ઉલટી રીતે જમાખરચ પડે.

૨૧૨. ખરચ ખાતે માંડી વાળવાની રકમ હોય તે જમા કરીને વટાવ ખાતે ઉધારવી જોઇએ. (જમા ખરચી મેળ.)

## પાઠ ૬૨ મો. વાર્ષિક પેદાશ અને ખરચ શોધવાની રીત.

૨૧૩. વટાવ ખાતે ખાતાં માંડી વાળવાનો જમાખરચ પડે એટલે તે ખાતું નક્કી થાય છે. તેની જમા બાજુ વાર્ષિક પેદાશને સંઘરે છે, અને ઉધાર પાસું ખરચનો ઉપાડ તથા વેપારની ખોટ બતાવે છે. માટે તે બેઉનો મુકાબલો કરતાં સાલ આખરે બચાવ્યું કે વધારે ખરચ કર્યો તે સમજાય છે.

વટાવ ખાતામાં વાર્ષિક પેદાશ તરીકે રૂ. ૭૭૨॥॥० જમા છે, અને

વાર્ષિક ખરચના તથા વટાવ વગેરેના રૂ. ૧૨૯)=ાા ઉધરેલાં છે. તે રકમ કાપતાં રૂ. ૬૪૩ાા=ાા નું તારણ, નફો કે વધારો રહે છે; માટે સાલ આખરે એટલી રકમ બચાવી, એમ કહેવાય.

## પાઠ ૬૩ મો. અંતે વટાવ ખાતું માંડી વાળવાની રીત.

૨૧૪. પેદાશ ખરચનું પરિણામ જાણ્યા પછી વટાવખાતું પણ માંડી વળાય છે. તેમાં **વધારો હોય** તે ઉધારીને **શેઠને** ( નામાના માલિકને ) **ખાતે જમા થાય; અને ઘટ હોય તો શેઠને** ખાતે **ઉધારીને** વટાવ ખાતે જમાં લઈ શકાય. વટાવ ખાતું જુઓ તેનાં જમા ઉધાર પાસાં સરખાવતાં રૂ. ૬૪૩ાા=ાા જમા રહે છે. તેના માલિક શેઠ મોતીલાલ છે માટે વટાવ ખાતે ઉધારીને તેમને ખાતે એ રકમ જમા લીધી છે, અને ખાતું બંધ કર્યું છે.
( જુઓ મ. ૧૬ ના જમાખર્ચી મેળ તથા ખાતાં. )

## પાઠ ૬૪ મો. શેઠ કે માલિકને ખાતે નફો ટોટો લેવા વિષે.

૨૧૫. વટાવ ખાતાનો જમાખરચ સમાવ્યા પછી **શેઠનું ખાતું** નક્કી થાય છે. તે ખાતું **માંડી વાળવા જોગ ન કહેવાય ખાતે બાકી ખેંચવાની રીત તેને** લાગુ છે. તમે જાણ્યું કે છે કે નામાના માલિક શેઠ મોતીલાલ ગોકળદાસ છે. તેમને ખાતે રૂ. ૧૫૩૬ાાા=ા જમા રહે છે તે બાકીમાં ખેંચ્યા છે. ( જુઓ ખાતાવહી પૃષ્ઠ ૧. )

## પાઠ ૬૫ મો. સરવાયું કાઢવું.

૨૧૬. ખાતાવહી ઉપરથી આસામીવાર લહેણુ દેણનું ટાંચણ કરવું **તેને સરવાયું** કહે છે. તેના બે પ્રકાર છે. **अ કાચું સરવાયું** **ब. પાકું સરવાયું.** નાણાં સંબંધી સ્થિતિ પોતેજ જાણે તે માટે ઘણુંખરા વેપારી એની યાદી અલાહેદા ચોપડામાં રાખે તેને સરવાયાનો ચોપડો કહે છે. સાધારણ લોકો તો રોજમેળ કે ખાતાવહીમાંજ લખે છે.

૨૧૭. દર માસે અથવા ઇચ્છા થાય ત્યારે દેવા લહેણાની સમજ પડવાને સારૂ આંકડો તારવવો. તે કાચું સરવાયું કહેવાય છે (જુઓ ખાતાવહીમાં)

૨૧૮. સાલ આખરે ખાતું અથવા દુકાન બંધ કરીએ ત્યારે ખાતાદારને ખાતે વ્યાજ, વટાવ કે આડતની રકમો ચઢાવીને ખરેખરું ટાંચણ બનાવવું તે પાકું સરવાયું કહેવાય છે. (જુઓ ખાતાવહીમાં. પૃષ્ઠ ૯ મું.)

## સરવાયું બનાવવાની રીત.

૨૧૯. 'અમુક સાલનું કે અમુક માસનું સરવાયું ' એવું લખીને જમા ઉધાર દોરવા, પુરાંત બાકી જમા લીધા પછી ખાતાવહી સામે મુકવી, તેમાંથી

દેવી રકમ હોય તે દરેક, સરવાયામાં જમા કરતાં લખવું કે રૂ. આટલા અમુકને ખાતે જમાં ખાતાવહી પાને આટલે. ( જરૂર હોય ત્યારે હિસાબ જોવાને સુતર પડે ) તેજ રીતે લહેણી રકમ ઉધારીને, છેવટે શ્રી જણસે લખવી. એમ બધું લખાઇ રહે એટલે જમાનો સરવાળો જમામાં ટાંકવો, અને ઉધારનો ઉધારમાં લખવો. જો તે બંને સરવાળા સમાન થાય તો સરવાયું ખરૂં છે એમ માનવું.

સરવાયું એ દેવા લહેણાનું ટાંચણ છે માટે તેનો જમા ખરચ રોજમેળમાં હોય નહિ. દર વર્ષે સરવાયા ઉપર ધ્યાન નહિ દેનાર વેપારી નુકસાનીમાં ક્યારે આવશે તે કહી શકાય નહિ. ( જુઓ ખાતાવહીને છેડે પૃષ્ઠ ૯ નમુનો. )

## સરવાયાની ભૂલો સુધારવા વિષે.

૨૨૦. સરવાયુ બેઉ બાજુમાં સરખું ન મળે એટલે જમા ઉધારની બાજુઓ સરખી ન થાય તો જાણવું કે મેળ અને ખાતાવહીમાં ભુલ છે. તે માટે નામું પહેલેથી ફરીથી તપાસવું, રોજમેળના સરવાળા, શ્રી જણસોના આંકડા ખતવેલી રકમો, ખાતાવાર સરવાળા અને તેની બાદબાકીઓ, ટાંકવાની ગફલત તેમજ સરવાયામાં ટાંકેલી રકમો જમાની ઉધારમાં કે ઉધારની જમાં લખાઇ ગઇ હોય તે તથા તે તારીજના સરવાળા નવેસરથી તપાસી જોઇ ખામી સુધારી લેવાથી સરવાયું મળશે.

## ખાતાવહી સંબંધી પ્રશ્ન.

(૧) ખાતાવહી, ખાતું પાડવું, ખાતું ખતવવું; ઠોકું મારવું, ખાતું બંધ કરવું એટલે શું? (૨) ખાતાવહીની જરૂર શી છે? (૩) રોજમેળ ગુમ થયો હોય તો ખાતાવહી ઉપરથી તૈયાર થાય કે? (૪) સાલ આખરે ખાતાં સંબંધી શી શી તજવીજ થવી જોઇએ? (૫) ખાતું સરભર થયું કોને કહે છે? (૬) ખાતે દેવું કે લહેણું છે તે શી રીતે સમજો? (૭) ખાતે બાકી મુકવાની રીત દાખલો લખી સમજાવશો? (૮) ખાતાં માંડી વાળવા તે શું? કયાં ખાતાં માંડી વળાય? (૯) પેદાશ ખરચનાં ખાતાં તે ખરી આસામીના છે કે શું? પેદાશ ખરચના ખાતે બાકી જમા કે ઉધાર હોય તે દેવું લહેણું ગણાય કે નહિ? (૧૦) પેદાશ ખરચનાં ખાતા ભેગાં થાય એવું ખાતું કયું? (૧૧) વાર્ષીક પેદાશ કે ખરચ જાણવાં હોય તો કયા ખાતાથી સમજાય? (૧૨) ખાતું માંડી વાળવાની રીત કહો? (૧૩) વટાવ ખાતું શી રીતે માંડી વળાય. (૧૪) નામાના માલિક અગર શેઠનું ખાતુ માંડી વળાય કે નહિ? (૧૫) જમા ખરચી મેળ એટલે શું અને તેમાં શાનો જમા ખરચ પડે? (૧૬) સરવાયું કોને કહે છે? (૧૭) કાચા પાકા સરવાયામાં ફેર છે? (૧૮) ખાતે બાકી ખેંચવી હોય તેનો જમા ખરચ રોજમેળમાં આવે છે કે નહિ તે કારણ સાથે સમજાવો? (૧૯) વેપારીના આઠ ચોપડા અને તેની વ્યાખ્યા આપો? (૨૦) પાંચ ચોપડે નામું રાખવામાં કયા ચોપડા જોઇએ?



## મનોયત્નના જવાબના નમુના.

શ્રી ગણેશાય નમઃ

રોજમેળ-સં. ૧૯૫૮ ની સાલનો.

શેઠ મોતીલાલ ગોકળદાસ રેવાશી સુરત. મહીધરપુરા સાંકડીશેરી.

(મનોયત્ન ૧ લા ઉપરથી જુઓ પૃષ્ઠ ૧૩ મું.)

શ્રી.

સંવત ૧૯૫૮ના કારતક સુદ ૧૫ વાર સોમ તા. ૨૫-૧૧-૦૧ નો રોજમેળ.

**જ**

૭૪૨)≈ શેઠ મોતીલાલ ગોકળદાસને ખાતે
- ૨૯૯)≈ રોકડા
- ૬૮) દાગીના ખરચ ખાતે ઉધાર બા. સોનાની કંઠી ૧.
- ૩૦૦) જમીન ખાતે ઉધાર બા. ખેતર વીંઘા ૪
- ૭૫) લહેણા વડીલોના પંડયા રણછોડગલુરામને ખાતે ઉધાર
- ૭૪૨)≈ અમારે ખાતે જમા નામું નહીં રાખેલું હોવાથી ખાતે ચઢાવ્યા. ખા. ૧

૧૦)≈ પટેલ દેશાઈ કુબેરને ખાતે જમા
- ૮)≈ બાજરી મણ ૫ દા ૧।।≈
- ૨) ઘી મણ ૬।।
- ૧૦)≈ પાન ૧.

૧) ઘાંચી જીવા કાલુને ખાતે જમા
- ૧) તેલ શેર ૪।।। ખરચ ખાતે ઉધારીને જમા પા. ૨.

૨।।≈।। શ્રી ખરચ ખાતે જમા.
- ૨। વાસણો વેચ્યા
- ૦।।≈।। રદ કાગળો તથા ચેલાના
- ૨।।≈।। પા. ૧.

૭૫૬)≈।।

**ઉ**

૬૮) શ્રી દાગીના ખરચ ખાતે ઉધાર
- ૬૮) કંઠી સોનાની તોલા ૪ની દ. ૧૭ના ભાવની વડીલોની છે તે ખાતે ચઢાવવા સારૂ અમારે ખાતે જમા કરી આ ખાતે ઉધાર પા. ૬

૩૦૦) જમીન ખાતે ઉધાર
- ૩૦૦) ખેતર ૧ નામે બખેડીકું વીઘાં ૪ ચારનું વડીલોનું છે તે ખાતે ચઢાવવા અમારે ખાતે જમા કરીને આ ખાતે ઉધાર પા. ૭.

૭૫) પંડયા રણછોડ ગલુરામને ખાતે
- ૭૫) લહેણા સં. ૧૯૫૭ના કારતક સુદ ૧ ની મિતિના વડીલોના છે ને તમારે ખાતે ચઢાવી અમારે ખાતે જમા પા. ૩

૧૨।।− શ્રી ખરચ ખાતે ઉધાર
- ૮)≈ બાજરી મણ ૫ દ. ૧।।≈
- ૩) ઘી શેર ૬।।; તેલ શેર ૪।।।
- ૦।≈ ફટાકડાની પેટીઓ
- ૧) રંગ પાઘડીને
- ૧૨।।− પા. ૧.

૪૫૫।।−

૩૦૦।।≈।। શ્રી જણસે

૭૫૬)≈।।

## ( અનોચલ ૨ જા ઉપરથી મેળ પૃષ્ઠ ૧૬ મું. )

શ્રી.

સવંત્ ૧૯૫૮ ના માગશર સુદ ૭ ને વાર બુધ; તા. ૧૮-૧૨-૦૧ ને। મે

જ

૩૦૦ાાા શ્રી પુરાંત બાકી.

૫૨) પરી. દેવજી કાશીદાસને ખાતે
| ૧) કબુલત જીવા કાલુને.
૫૧) કંસારા અમથા ટો-
રને અપાવ્યા.
૫૨) ખાતે પા. ૩.

૮ાાત શા. હીરાચંદ ઝવેરને ખાતે
| ૮ાાત જમાખરચ. પટેલ
દેશાઇને ખાતે ઉ-
ધારી તમારા ખાતે
જમા. પા. ૨.

૪) શ્રી ખરચ ખાતે જમા.
| ૪) જમા ખરચ, કંસારા અ-
મથાને ખાતે ઉધાર. ધોતિ-
યાની કીંમત પા. ૧

૨) કંસારા અમથા ટોકરને ખાતે.
| ૨) રોકડા, હસ્તે પોતે. પા. ૩

૧૮ાના શા. જીવણ મોજીલાલને
ઊ ખાતે જમા.
૧૮ાના અનામત મુકી ગયા

૮૪ાાાા

૩૮૫ાાત

ઉ

૭) દવે લલ્લુ હરિશંકરને ખા
ઊ ૭) રોકડા પરી. દેવજીભ
કાશીદાસને ત્યાં ભરા

૧) ઘાંચી જીવા કાલુને ખાતે
| ૧) જમાખરચ, દેવજીભા
ખાતે જમા, કબુલત
પા. ૨

૫૫) કંસારા અમથા ટોકરને ખા
| ૫૧) રોકડા અપાવ્યા, પર
દેવજીભાઇના જમા
૪) ધોતીયું ૧ ખર
ખાતે જમા કરીને
૫૫) પા. ૩

૮ાાત પટેલ દેશાઇ કુબેરને ખાતે ઉ
| ૫) કબુલતના
૩ાાત કાપડના
૮ાાત શાહ હીરાચંદ ઝવે
ખાતે જમા કરી
પા. ૧

૭૧ાાત

૩૧૪) શ્રી જણસે.
૩૧૨) રોકડા ૨) છુટા-પૈસ

૩૮૫ાાત

## ( મનોયત્ન ૩ જા ઉપરથી મેળ. પૃષ્ઠ ૧૮ મું.)

શ્રી.

સં. ૧૯૫૮ માગશર વદ ૧ વાર ગુરૂ; તા. ૨૬-૧૨-૦૧ નો રોકડ મેળ.

જ

૩૧૪) શ્રી પુરાંત બાકી.

૮।- શ્રી વટાવ ખાતે જમા
| ૫) રોકડા, મામાને ત્યાંથી વધાઇમાં મળ્યા.
০।। દલાલી, કંઠી અપાવી.
০।≈ વટાવ, રૂપિયા બદલ્યાનો
૧।।≈ દલાલીના દેવજી પારેખને ખાતે ઉધાર.
০।- વટાવ રૂ. ૧૦) ના પૈસા લઇને વેચ્યા.
০।। નફો, કાપડ લેવામાં.

૮।- પા. ૪

૧) અનામત ખાતે જમા
ઊ ૧) બજારમાંથી જડયો.

૭૨।। ખેતી ઉપજ ખાતે જમા
| ૩૨।। ખેતરની ઉપજના
૪૦) કેરીઓના ઉપજ્યા.

૭૨।। પા. ૭.

૮૧।।।-

૩૯૫।।।-

ઉ

૨) સોરઠી ખાતે ઉધાર.
| ૧ ધોરાજી પાંજરાપોળ લોટરીનો નં. ૩૩૪
૧ ગીરનારજી નં. ૨૦૨૦
૨) ટિકીટો એ લીધી છે પા. ૫

૫)≈।। શ્રી વટાવ ખાતે ઉધાર.
| ૫) ખોટ ગઇ ગલુઅંધમાં
০)≈।। વટાવ રૂ. ૫) ઉપર.

૫)≈।। પા. ૪

૨૪।।।-।। પરી. દેવજી કાશીદાસ ખાતે
| ૧।।≈ દલાલી ચાંદીની, વ-વટાવ ખાતે જમા.
૨૩।≈ રોકડા મોકલ્યા.

০)≈।। વટાવ કાપ્યો.

૨૪।।।- પા. ૩

૮।।≈ શ્રી ખેતી ખરચ ખાતે ઉધાર.
| ૮।।≈ રોકડા સરકારમાં વિઘોટીના ભર્યા. પા. ૭

૪০।।≈

૩૫૫)≈ શ્રી જણસે.

૩૯૫।।।-

## ( મનોયત્ન ૪ થા ઉપરથી મેળ. પૃષ્ઠ ૨૮ મું.)

શ્રી.

સંવત્ ૧૯૫૮ ના પોષ સુદ ૨ શનિવાર; તા. ૧૧ જાનેવારી ૧૯૦૨ નો મેળ.

જ

૩૫૫) શ્રી પુરાંત બાકી.

૧૨૫) દેશાઇ નાથજી ભોગીલાલને
| ખાતે જમા. કાર્તગ શુદ ૧
૧૨૫) જમા ખરચ, પાછલા
દેવા અમારે ખાતે ઉધારીને ત-
મારે ખાતે જમા કર્યા પા. ૫

૨૨૫) શેઠ મોતીલાલ ગોકળદાસને
ખાતે જમા કાર્તગ સુદ ૧
| ૨૨૫) લહેણુ, પટેલ નારણભા-
ઇને ખાતે ઉધાર્યા. પા. ૧

૫૦૦) સોરટી ખાતે જમા.
૫૦૦) ઇનામ ટીકીટ પાકી
તેના મળ્યા. પા. ૫

૬) શ્રી વ્યાજ ખાતે જમા.
| ૪) ચઢાવાના ઘાંચી જીવા-
ને ખાતે ઉધાર્યા.
૨) પરચુરણ ચઢાવા. સેખ
ડોસુકાલુને ખાતે ઉધાર્યા.

૬) પા. ૬

૧૦) ગાંધી બાપુલાલ ગુલાબચંદ
ને ખાતે જમા.
ઊ ૧૦) રોકડા અનામત મૂકી
ગયા છે.

૮૬૬)

૧૨૨૧)

ઉ

૧૧૦) દેસાઇ હરિભાઇ ભીમભાઇને
| ખાતે ઉધાર.
ઊ ૧૧૦) રોકડા, બાબતે દુ-
કાન કબજા ગીરો રાખી છે.

૧૨૫) શેઠ મોતીલાલ ગોકળદાસને
| ખાતે ઉધાર. કાર્તગ શુદ ૧
૧૨૫) દેવા, દેસાઇ નાથજી
ભોગીલાલને ખાતે જમા
લીધા. પા. ૧

૨૨૫) પટેલ નારણભાઇ રેવાભાઇને
| ખાતે ઉધાર. કાર્તગ શુદ ૧
૨૨૫) જમા ખરચ, પાછલા
લહેણુ, અમારે ખાતે જમા
કરીને તમારે ખાતે ઉધાર્યા.
પા. ૪.

પા સોરટી ખાતે ઉધાર.
૦। ટીકીટ રજીષ્ટર કરી
૫) મનીઓડર ફીના કપાયા
પા પા. ૫

૧) અનામત ખાતે ઉધાર.
ઊ ૧) ખરા માલીકને આપ્યો.

૨૪) ઘાંચી જીવા કાલુને ખાતે
| ૨૦) રોકડા ૪) ચઢાવવાના,

૨૪) ચોવીસુ ખાંધુ કર્યું.
દરમાસે રૂ. ૨) બબ્બે લેખે
ભરવાનો ઠરાવ છે. પા. ૨

૪૦૫ા

૭) મહેતા મણીલાલ મૂળજી
ઊ ૭) રોકડા હા. પોતે ઉ-
છીતા લઈ ગયા.

૧૦૦) સેખ ડોસુ કાલુને ખાતે ઉધાર
| ૯૮) રોકડા.
૧) ખાતુ મંડામણી
૦॥ કોથળી છોડામણી
૦॥ હકસાઈનો

૧૦૦) એ રીતે સેંકડે
વ્યાજ રામ દશ લેખે ચઢે.
પા. ૬

૫૯૧૭

૬૨૩॥ શ્રી જાગુસે.
૬૨૩) રોકડા.
૦॥ છુટા દર ૬૪

૭૭૬)૦॥

૧૪૯૩।૦॥

## (મનોયત્ન ૫ મા ઉપરથી મેળ. પૃષ્ઠ ૨૯ મું.)

શ્રી.

સંવત ૧૯૫૮ ના પોષ વદ ૭ ને વાર ગુરૂ; તા. ૩૦-૧-૦૨ નો મેળ.

જ

૨૩॥ શ્રી પુરાંત બાકી,

૭॥ દેશાઈ નાથજી ભોગીલાલને
| ખાતે જમા. કાર્તિગ સુદ ૧.
૭॥ જમાખરચ. વ્યાજ
ખાતે ઉધાર બાબતે. ૫૭ની
સાલમાં વ્યાજના દેવા પડયા.
પા. ૫.

૭॥

ઉ

૭૬॥ પટેલ દેસાઈ કુબેરને ખાતે
| ૭૫) રોકડા.
૧॥ હકસાઈ તથા મંડામ-
મણીના સેંકડે ટકા બે

૭૬॥ એ રીતે ધીર્યા તેનું
વ્યાજ ૦॥ લેખે ચઢે.
પા. ૧

૭૬॥

૭॥

૧૯॥ શ્રી વ્યાજ ખાતે જમા.
| ૧॥ જમાખરચ, પટેલ દેશાઇને ખાતે ઉધાર,
૧૩॥ જમાખરચ, પટેલ નારણુને ખાતે ઉધાર
૪॥ જમાખરચ, પંડયા રણછોડને ખાતે ઉધાર

૧૯॥ આસામીઓને ખાતે ઉધાર પા. ૬

૧૦) પટેલ નારણુ રેવાભાઇને ખાતે
| ૧૦) રોકડા હા. પોતે ભરી ગયા. પા. ૪

૧૧૦) દેસાઈ હરિભાઇ ભીમભાઇને
| ખાતે જમા.
ઊ ૩૫૧) ઇમારત ખાતે ઉધાર. બા. દુકાનની કીંમતના.

૨૪૧) હાલ આપ્યા.

૧૧૦) પાછલા લહેણા હોવાથી જમા.

૭) મહેતા માણીલાલ મૂળજીને
ઊ ખાતે જમા.
૭) રોકડા આપી ગયા

૫૧) શેઠ મોતીલાલ ગોકળદાસ
| ૫૧) જમાખરચ, ગરાસીઆ જીવણજી દલજીને ખાતે ઉધાર. બા. જુના વહિવટના લહેણા હતા તે આજે ખાતે ચઢાવ્યા. પા. ૧.

૨૦૫)

૭૬॥

૧૩॥ પટેલ નારણુ રેવાભાઈ ને
| ખાતે ઉધાર, કાર્ત્તગ સુદ ૧.
૧૩॥ જમા ખરચ, વ્યાજ ખાતે જમા. સં. ૫૭ની સાલના વ્યાજના. પા. ૪

૯૭॥ દેસાઈ નાથજી ભોગીલાલને
| ખાતે ઉધાર.
૯૭॥ રોકડા હા. પોતે પા. ૫

૪॥ પંડયા રણછોડ ગલુરામને
| ખાતે ઉધાર, કાર્ત્તગ સુદ ૧.
૪॥ જમાખરચ વ્યાજ ખાતે જમા. બા. ૫૭ ની સાલનું વ્યાજ ચઢાવ્યું પા. ૩

૭॥ શ્રી વ્યાજ ખાતે ઉધાર
| ૭॥ જમાખરચ, દેશાઈ નાથજીને ખાતે જમા, પા. ૬

૩૫૫) શ્રી ઇમારત ખાતે ઉધાર.
| ૩૫૧) દુકાન ૧ વેચાણ રાખી, તેના દેસાઈ ભીમભાઇને આપ્યા.
૪) ખત કરામણી.

૩૫૫ પા. ૨

૧૦) ગાંધી બાપુલાલ ગુલાબચંદને
ઊ ખાતે ઉધાર.
૧૦) રોકડા અનામત હતા તે લઈ ગયા.

૫૬૪॥

૫૧) ગરાસીઆ જીવણજી દલજીને
| ખાતે ઉધાર. ૫૫ના ચૈત્ર સુદ ૧૨

૬

૧ાા શ્રી વટાવ ખાતે જમા:
| ૧ાા વટાવ, રૂ. ૧૫૦) નો દોકડા લેખે મેં બદલો કર્યો તેની કસરનો મળ્યો. પા. ૪.

૨૦૬ાા

૮૩૦ા

૫૧) જમાખરચ હા. અમારે પોતાને ખાતે જમા. બા. તમારી પાસે લહેણા છે. તેનું ખત આજે હાથ લાગવાથી રીતસર ખાતે ચઢાવવા સારૂ તમારે ખાતે ઉધાર. પા. ૨

૬૧૫ાા

૨૧૪ાા શ્રી જણસ.
૨૧૪) રોકડા.
૦ાા છુટા દર ૬૪.

૨૧૪ાા

૮૩૦ા

## ( મનાયતન ૬ ઠા ઉપરથી મેળ. પૃષ્ઠ ૮૦ મું.)

શ્રી.

સંવત્ ૧૯૫૮ ના મહા સુદ ૫; તા. ૧૩-૨-૦૨ ને વાર ગુરૂનો મેળ.

૦૮

૨૧૪ાા શ્રી પુરાંત બાકી

૩) શ્રી ખરચું ખાતે જમા.
| ૩) જમા ખરચ, ધાંચો ઉચાને ખાતે ઉધાર. બા. પાઘડીના તોરાના પા. ૧

૫૬ા શ્રી બાજરી વકરા ખાતે જમા
| ૩૬ા બાજરી મણ ૧૫ દા. ૧ાા
૧૫ાા બાજરી મણ ૧૦ દા. ૧ાા શાહ હીરાચંદને
૯ા બાજરી મણ ૬ દા. ૧ાા
૭ાા બાજરી મણ ૫ દા. ૧ાા

૫૬ા પા. ૭

૫૯ા

ઉ

૫૭ાા શ્રી બાજરી ખરીદી ખાતે
| ૫૭ા બાજરી મણ ૫૧ દર માણના રૂ. ૧)
૦ા૦ ખરાજાત, મણે પાઇ

૫૭ાા પા. ૭

૧૫ાા શાહ હીરાચંદ કુંવરને ખાતે
| ૧૫ાા જમા ખરચને બાજરી વકરા ખાતે જમા. પા. ૨

૯ા શ્રી ખરચ ખાતે ઉધાર.
| ૯ા ગાય ૧ રાખી. પા. ૧

૭ાા સુનારા રામા કરસનને ખાતે.
ઊ ૭ાા જમા ખરચને બાજરી વકરા ખાતે જમા.

૯૦ા

૫૯।

૬૬૦) ચોકસી લલ્લુભાઈ લક્ષ્મીદાસને ખાતે જમા.
| ૬૦૬) જમા ખરચ, શ્રીહેમ ખરીદી ખાતે ઉધાર. પા. ૫

૧૩૮) અમદાવાદના પટેલ મોતીલાલ શામળભાઇના ખાતે જમા.
| ૧૩૮) રોકડા, બાબતે ઘી ખરીદવાને સારૂ હા. ગુમાસ્તો ગોપાળ ભરી ગયો. પા. ૮

૭ાા~ ચુનારા રામા કરસનને ખાતે
ઊ ૬) રોકડા હા. પોતે ભર્યા.
૧ાાા~ કમુલતના પટેલ દેસાઇ કુબેરને ખાતે ઉધાર્યા.

૭ાા~ તમારે ખાતે જમા.

૨૩ા હેમ વકરા ખાતે જમા.
| ૨૩ા સોનું તોલો ૧. ગાંધી અમૃતલાલને રોકડથી પા. ૭

૮૮૮ા~

૧૧૦૩ા

૯૦ા~ા

૧ાાા~ પટેલ દેસાઇ કુબેરને ખાતે.
| ૧ાાા~જમા ખરચ, ચુનારા રામાને ખાતે જમા. પા. ૧

૬૬૦)~ાા શ્રી હેમ ખરીદ ખાતે ઉધાર.
| ૬૬૦) હેમ તોલા ૩૦ દા.
૨૨) ચોકસી લલ્લુભાઇને ખાતે જમા.
૦)~ાા તોલામણી.

૬૬૦)~ાા પા. ૭

૩) ઘાચી જીવા કાલુને ખાતે
૩) પાઘડીના તોરાના, ખરચ ખાતે જમા. પા. ૨

૭૫૫ા~ાાા

૩૪૭ાાા~ા શ્રી જણસે,

૧૧૦૩ા

(મનોયત્ન ૭ મા ઉપરથી મેળ. પૃષ્ઠ ૪૧ મું.)

શ્રી.

સંવત્ ૧૯૫૮ ના ફાગણ સુદ ૩ ને વાર બુધ; તા. ૧૨-૩-૦૨ નો મેળ.

જ

૩૪૭ાાા~ા શ્રી પુરાંત બાકી.

૨૨૪ા~ અમદાવાદના પટેલ મોતી
| લાલ શામળભાઈ ખાતે જમા
૨૨૪ા~ જમા ખરચ, રૂ ખરીદી ખાતે ઉધાર્યા. પા. ૮

ઉ

૨૨૮) શ્રી રૂની ખરીદી ખાતે ઉધાર
| ૨૩૧ા રૂની ગાંસડીઓ ૫ મણ ૫૦ દા. ૪ાા~
૦———
૮)~ાા વખાર તથા મુકતેના સેં ૩ાા

૨૨૩)ના માલની કીંમત
૧)ના આડતના દા. ૦।।

૨૨૪।- જમા ખરચ, અમદાવાદના પટેલ મોતીલાલને ખાતે જમા.
૩)ૐ રેલ્વે નુરના ભર્યા.
૦।। ગાડાનું ભાડું.

૨૨૮) પા. ૮

૨૨૪।-

૨૫।- શ્રીબાજરી વકરા ખાતે જમા
| ૨૫।- બાજરી મણ ૧૫ દા. ૧।।ૐ લેખે ખરા ઉ. પંત્યા. પા. ૭

૧૩૪।।ૐ શ્રી રૂ વકરા ખાતે જમા
| ૫૧।।-રૂ મણ ૧૦ દા. ૫)ૐ
૧૮।।- જમા ખરચ, દેસાઇ નાથજીને ખાતે ઉધાર
૧૦।। જમા ખરચ, ખરચ ખાતે ઉધાર્યા બા. રૂ મણ ૨) દર રૂ. પા
૫૩।। જમા ખરચ, પરી, દેવજીભાઈને ખાતે ઉ- રૂ મણ ૧૦ દા. પાૐ

૧૩૪।।ૐ પા ૮.

૮૪।।- દેસાઇ નાથજી ભોગીલાલને ખાતે ઉધાર.
| ૧૦) રોકડા.
૧૮।।-રૂ મણ ૩।। દા. પાૐ વકરા ખાતે જમા.
૪૭) હેમ તોલા ૨ દા. ૨૩।।, હેમ વકરા ખાતે જમા
૯) ગાય વેચાણ આપી, ખરચ ખાતે જમા.

૮૪।।- પા ૫.

૪૭) શ્રી હેમ વકરા ખાતે જમા
| ૪૭) જમા ખરચ, સોનું તોલા ૨, દર ૨૩।।. દેસાઇ નાથજીને ખાતે ઉધાર પા. ૭.

૯) શ્રી ખરચ ખાતે જમા.
| ૯) જમા ખરચ, દેસાઇ નાથજીને ખાતે ઉધાર બા. ગાય વેચાણ આપી. પા. ૧

૩૩।- શ્રી ખરચ ખાતે ઉધાર.
૧૦।। રૂ મણ ૨, દર પા
૨) ખારવાં ૨, દર ૧)
૦।।।- રૂ ની પીંજામણી
૨૦) બળદ ૧ રાખ્યો.

૩૩।- પા. ૧

૨) શા. હીરાચંદ ઝવેરને ખાતે જમા. ૨) જમા ખરચ હા. ખરચ ખાતે ઉધાર્યા. બાબતે ખારવાં નંગ બેની કીંમત. પા. ૨

૫૩।। પરી. દેવજી કાશીદાસને ખાતે
| ૫૩।। જમા ખરચ, હા. રૂ વકરા ખાતે જમા. પા. ૩

૪૪૨।।ૐ

૩૯૯।।ૐ

૪૪૨ાા-

૧૩૬ાા પરી. દેવજી કાશીદાસને ખાતે.
| ૧૩૬ાા જમા ખરચ.
અમદાવાદના પટેલ મોતીભાઇને ખાતે ઉધાર. બાબતે ઘી મણ ૧૩ દા. ૧૦ાા થી ખરીદ કરીને ચઢાવ્યું. પા. ૩.

૮૫) પટેલ દેસાઈ કુબેરને ખાતે
| જમા.
૧૩) રોકડા ભર્યા.
૩૨) કમોદ કળશી ૧.
૪૦) બળદ નંગ ૨.

૮૫) પા. ૧.

૧૮ાાૅ શ્રી વટાવ ખાતે જમા.
| ૧૫ નફો, બળદના રૂ. ૨૦) ને બદલે રૂ. ૩૫) ઉપજ્યા.
૩) નફો ડાંગર કળશી ૧ રૂ. ૩૨) થી ખરીદ કરીને રૂ. ૩૫) માં વેચી.
૦ાાૅ આડતના. અમદાવાદના પટેલ મોતીભાઇ શામળભાઇને ખાતે ઉધાર્યા.

૧૮ાાૅ પા. ૪

૬૮૨ાા

૧૦૩૦ાા-ા

૩૯૯ાાૅ

૧૩૭)ૅ અમદાવાદના પટેલ મોતીલાલ શામળભાઈને ખાતે.
૧૩૬ાા ઘીમણ ૧૩ દા. ૧૦ાા દેવજીભાઈના જમા.
૦ાાૅ આડતના દા. ૦ાા

૧૩૭)ૅ પા. ૮

૩૫) ચોકસી લલ્લુભાઇ લખમીદાસને ખાતે ઉધાર.
| ૩૫) ઝવેરી શામળભાઈ જમનાદાસની વતી ડાંગરની કીંમતનો તમે હવાલો આપ્યો. પા. ૫

૨૩ા હેમ ખરીદી ખાતે ઉધાર
| ૨૩ા સોનું તો. ૧ ગાંધી અમૃતલાલનું પાછું લીધું. પા. ૭.

૫૯૫ા-

૪૩૫ા૦ા શ્રી જણસે.
૪૩૨ા૦ા રોકડા.
૩) ઉપર ટપકે ભોળાનાથ ઉત્તમ પાસે.

૪૩૫ા૦ા

૧૦૩૦ાા-ા



## ( મનોયત્ન ૮ મા ઉપરથી મેળ. પૃષ્ઠ ૪૯ મું.)

શ્રી.

સંવત્ ૧૯૫૮ ના ચૈત્ર સુદ ૫ ને વાર રવેઉ; તા. ૧૩-૪-૦૧.

જ | ઉ

૪૩૫ા૦ા શ્રી પુરાંત બાકી.

૨૦૦) મુંબાઇના પરી. શામળભાઇ નથ્થુભાઇને ખાતે જમા.
અમારાવતી, પાકી સુદ ૮ ૨૦૦) હુંડી ૧. રૂ. ૨૦૦) બસોની તમારી ઉપર, લખી અમારી રાખ્યા ઝવેરી મગનલાલ માણેકલાલ પાસેથી, તુર્ત મુદતની હુંડી લખી. પા. ૪

૧૦~ શ્રી હુંડિયામણ ખાતે જમા.
૦૦~ હુંડી રૂ. ૧૨૫)ની દા.૦ા
૧) હુંડિયામણનો હુંડી રૂ. ૨૦૦) ની દા. ૦ા લેખે લખી. પા. ૬.

૮૧) પંડ્યા રણછોડ ગલુરામને ખાતે જમા.
૮૧) રોકડા, હા. પોતે હિસાબ ચૂકતે ભરી ગયા. પા. ૩

૧૧ા શ્રી વ્યાજ ખાતે જમા.
૧ા જમાખરચ, પંડ્યા રણછોડ ગલુરામને ખાતે વ્યાજના ઉધાર્યા.
૧૦) ગરાસીઆ જીવણજી દલજીને ખાતે વ્યાજના ઉધાર્યા.

૧૧ા જણ બેને ખાતે ઉધારીને જમા કર્યા. પા. ૬

૨૯૩ા૦ા~

૧ા પંડ્યા રણછોડ ગલુરામને ખાતે ઉધાર.
૧ા વ્યાજનો, તે ખાતે જમા કરીને ઉધાર્યા. પા. ૩

૧૫૧) અમદાવાદના પટેલ મોતીલાલ શામળભાઇને ખાતે ઉ.
૧૫૧) હુંડી ૧ રૂ ૧૫૧) એકસો એકાવનની, અમારી ઉપર, લખી તમારી, રાખ્યા વકીલ કેશવલાલ દ્વારકાંદાસ પાસેથી, મુદત દિન ૧ વળતાની, લખી ફાગણ વદ ૧૪; માસ્તર બાળકૃષ્ણ મનસુખરામની ખોળાધરી લઇને હુંડી શાકારી, ખોખું બીડ્યું. પા. ૮

૦૦~ શ્રી વટાવ ખાતે ઉધાર.
૦૦~ ખોટ ગઇ. રૂ. ૨૦) ના પૈસા ૬ ૫ લેખે આપ્યા. પા. ૪.

૨૮ા ચોકસી લલ્લુભાઇ લખમાદાસને ખાતે ઉધાર
૮ા રોકડા. ૨૦) છુટા. ૨૮ા આપ્યા. પા. ૫

૧૮૧ા~

૧૦) ગરાસીઆ જીવણજી દલજીને ખાતે ઉધાર.

૨૯૩ાાા—

૮ાા કંસારા અમથા ટોકરને ખાતે
| ખાતે જમા
૮ાા રોકડા હા. પોતે ભરી
ગયા. પા. ૩

૭) દવે લલ્લુ હરિશંકર ખાતે
ઊ ૭) રોકડા ભરી ગયા

૩૦૯ાા—

૭૪૪ાા—ા

૧૦) જમાખરચ, વ્યાજના
લહેણા નીકળ્યા તે
વ્યાજના ખાતે જમા.
બા. સં. ૧૯૫૫ ના
ચૈત્ર સુદ ૧૨ થી ૫૮
ના ચૈત્ર સુદ ૫ સુધી
વ્યાજ ગણી, ખત
લખાવ્યું. પા. ૨

૧૯૧ા—

૫૫૩ા૦ા શ્રી જણસે

૭૪૪ાા—ા

## ( અનોયત્ન ૯ મા ઉપરથી મેળ. પૃષ્ઠ ૫૦ મું.)

શ્રી.

સંવત્ ૧૯૫૮ના વૈશાખ સુદ ૩ ને વાર શનિ; તા. ૧-૫-૦૨ નો મેળ.

જ

ા૫૩ા૦ા શ્રી પુરાંત બાકી

૫) ઘાંચી જીવા કાલુને ખાતે.
૫) રોકડા હ. પોતે ખાંધા
પેટે ભરી ગયો. પા. ૨

૦ાા૦ાાા શ્રી વટાવ ખાતે જમા.
૦ાા૦ાાા વટાવ, રૂ. ૧૭ાાના
પૈસા દરૂ ૬૬ લેખે
રાખીને ૬૪ ના
ભાવે આપ્યા તેના
નફાના પા. ૪.

૩૨૧ાાા પરી. દેવજી કાશીદાસનેખાતે
| ૩૨૧ાાા હુંડી ૧, રૂ. ૩૨૧ાાા
ત્રણસો પોણી બાવીસની

ઉ

૧૨૫)ાાા ચોકસી લલ્લુ લખમીદાસને
ખાતે ઉધાર.
૧૨૫) હુંડી ૧, રૂ. ૧૨૫)
સવાસોની, અમદા-
વાદના પરી. મગ-
નભાઈ કરમચંદ
ઉપરની, વડોદરેથી
ઝવેરી, જમનાદાસ
મથુરાંદાસની આપી
૦)ાાા હુંડિયામણ ખાતે જમા

૧૨૫)ાાા નકી પા. ૬.

૩૨૫) મુંબઇના પરી. શામળભાઇ
| નથ્થુભાઇને ખાતે, ઉધાર

સુરતના પરી. હરીકીસનદાસ નારણદાસ ઉપરની, લખી તમારીના, રાખ્યા અમારી પાસેથી, એ હુંડી મુંબઇના પરી. શામળભાઇ ઉપર બીડી માટે તેમને ખાતે ઉધારીને તમારે ખાતે જમા.

૩૨૫) હુંડી ૧.

૩। હુંડિયામણ દા ૯૯

૩૨૧।।। પા. ૩.

૫)ૐ।।। શ્રી હુંડિયામણ ખાતે જમા.

| ૦)ૐ।।। હુંડી ૧ રૂ.૧૨૫ ની દા ૦)ૐ

૩। હુંડિયામણ હુંડી ૧ રૂ. ૩૨૫) દા. ૯૯ થી લખાવી.

૧।।। હુંડિયામણ હુંડી ૧, રૂ. ૭૦૦)ની દા. ૦। નફાથી આપી

૫)ૐ।।। પા. ૬.

૩૩૨।।૦।।

૮૮૫।।।૦।।

અમારી વતી પાકી સુદ ૧૧. ૩૨૫) હુંડી ૧, રૂ. ૩૨૫) સવાત્રણમોની સુરતના પરી. હરીકીશનદાસ નારાણદાસ ઉપરની પરી. દેવજી કાશીદાસે લખેલી બીડી, માટે નીચે પ્રમાણે જમા.

૩૨૧।।। દેવજીભાઇના જમા

૩। હુંડિયામણ ખાતે જમા

૩૨૫) નક્કીની હુંડી. પા. ૪

૪૫૦)ૐ।।।

૪૩૫।।~ શ્રી જણસે.

૮૮૫।।।૦।।

## ( અનોયત્ન ૧૦ મા ઉપરથી મેળ. )

શ્રી.

સંવત્ ૧૯૫૮ના જેઠ સુદ ૨ ને વાર રવેઉ; તા. ૮ જુન ૧૯૦૨ નો મેળ.

જ

૪૩૫।।~ શ્રી પુરાંત બાકી

૧૩૪।।। રૂ વકરા ખાતે જમા

| ૧૩૨)રોકડા, મણ૨૪ દા. ૫।। ૧૦

ઉ

૧૩૨)ૐ શ્રી સાકર ખરીદી ખાતે

| ૧૩૨) સાકર મણ ૧૬।।૬.૮

૦)ૐ વેતરા ખરચ.

૧૩૨)ૐ પા. ૮

૨॥। જમા ખરચ. દેસાઇ
નાથજીને ખાતે ઉધાર્યા
રૂ મણ ०॥ દા પા॥

૧૩૪॥। પા. ૮

૩૮૨॥। શ્રી હેમ વકરા ખાતે જમા.
| ૨૪) જમા ખરચ, દેસાઇ
નાથજીને ખાતે ઉધાર
હેમ તોલો ૧ દા. ૨૪
૧૧૮॥। જમા ખરચ, દાગીના
ખાતે ઉધાર હેમ તોલા
૫ દા. ૨૩॥।
૨૪૦) રોકડા, સોનું તોલા
૧૦ દા. ૨૪)

૩૮૨॥। પા. ૭

૩૬ ) શ્રી સાકર વકરા ખાતે જમા.
| ૩૪) જમા ખરચ, દેસાઇ
નાથજીને ખાતે ઉ.
બા. સાકર મણ ૪ દા. ૮॥
૨) ખરચ ખાતે ઉધાર.

૩૬) પા. ૮

०॥- શ્રી વટાવ ખાતે જમા
| ०॥- વટાવ, નોટો રૂ ૧૫૦)
ની દા. રૂ. ૯૯॥= પા. ૪

૧)- હુંડિયામણ ખાતે જમા.
૧)- હુંડી રૂ ૪૨૫ ) ની
દા. ૯૯॥। ની ભાવે રાખી
તેનો નફો. પા. ૬

૧૯) ઘાંચી જીવા કાલુને ખાતે જમા
| ૧૯) જમા ખરચ, તમારા નવા

૬०॥। દેસાઇ નાથજી ભોગીલાલ
| ૨૪) હેમ તોલો ૧.
૩૪) સાકર મણ ૪ દા. ૮॥
૨॥। રૂ. મણ ०॥ દા. પા॥
૬०॥।વકરા ખાતે જમા. પા. ૫

૨) શ્રી ખરચ ખાતે ઉધાર.
૨) સાકરના. પા. ૧

૧૨૨॥ શ્રી દાગીના ખરચ ખાતે.
| ૧૧૮॥। દોરો, હેમ તોલા ૫
દા. ૨૩॥।.
૩॥। મજુરી દર તોલે ०॥।

૧૨૨॥ પા. ૫

૫૧) ઘાંચી જીવા કાલુને ખાતે.
૧૯) જુના ખાતે જમા.
૩) વ્યાજ ખાતે જમા.
૨૯) રોકડા લી, તમે પોતે

૫૧) વ્યાજ ०॥ટકો પા.૨

૩૫) પટેલ દેસાઇ કુબેરને ખાતે.
| ૩૫) રોકડા. બાબતે ઘી
મણ ૧૫ દા. ૧०)ના ભાવે
જોડ વ૬०))નાવાયદેસાડી કર્યું
તેના બહાનામાં દીધા. પા. ૧

૧૮૦-॥। શા. જીવણ મોંજીલાલ ખાતે
લિ ૧૮०-॥। રોકડા લઇ ગયા.

૪૨૧॥।०॥

૫૯०॥।= શ્રી જણસે

૧०૧૨॥=

ખાતે ઉધારવાથી જુના ખાતે
જમા લીધા. પા. ૨

૩) શ્રી વ્યાજ ખાતે જમા.
| ૩) જમા ખરચ, ઘાંચી જી-
વાને ખાતે ઉધાર, બાબતે
મંડામણીના. પા. ૫

૫૦૭૭)≈

૧૦૧૨॥≈

## ( મનોયત્ન ૧૧ મા ઉપરથી બેઠો મેળ. )

( આ બેઠામેળ ઉપરથી તારીખવાર પણ મેળ લખી મંગાવવો. )

શ્રી.

સંવત્ ૧૯૫૮ના અસાડ સુદ ૧ ને રવેઉથી વદ ૦))ને શનેઉ સુધીનો બેઠોમેળ

જ

૫૯૦॥≈ શ્રી પુરાંત બાકી.

૩૦૦) મુંબાઇના પરી શામળ-
| ભાઇ નથુભાઇને ખાતે
જમા. અમારી વતી સુદ ૨,
પાકી સુદ ૬.
૩૦૦) હુંડી ૧ ત્રણસોની ત-
મારી ઉપર અમદાવાદના
પટેલ મોતીલાલ શામળ-
ભાઇને મુદતવાર ભોમની,
લખી આપી. પા. ૪

૧॥≈ા શ્રી હુંડીયામણ ખાતે જમા.
| સુદ ૨.
૦॥૦॥ હુંડી રૂા. ૪૨૫)
ની દરે ૦)≈ વેચી.
૧)≈ અમદાવાદના પટેલ
મોતીભાઇને ખાતે ઉધાર.
પા. ૬

ઉ

૩૩૪) ચોકસી લલ્લુભાઇ લખમી-
| દાસને ખાતે ઉધાર, સુદ ૨
૩૩૪) રોકડા હા. પરી.
દેવજીભાઇ કાશીદાસ માર-
ફતે ભરાવ્યા. પા. ૫

૩૦૧)≈ અમદાવાદના પટેલ મોતી-
લાલ શામળભાઇને ખાતે
ઉધાર, સુદ ૨.
૩૦૦) હુંડી ૧, મુંબઇના
પરી. શામળભાઇ ઉ-
પરની તમને બીડી.
૧)≈ હુંડીયામણ. દા. ૦।≈
૩૦૧)≈ નક્કી પા. ૮

૧૮॥ પટેલ દેશાઇ કુબેરને ખાતે
| ઉધાર, સુદ ૨.
૧૮॥ વટાવ ખાતે જમા.
ઘીના કબાલાની કસર. પા. ૧

૩૧૦ાાન્ાા

૧૮ાા વટાવખાતે જમા સુદ ૨.
| ૧૮ાા પટેલ દેસાઇ કુબેરને
ખાતે ઉધાર. પા. ૪

૦ાન્ાા વ્યાજ ખાતે જમા, સુદ ૫
૦ાન્ાા ઘાંચી જીવાને ખાતે
ઉધાર પા. ૫

૫૧ાન્ાા ઘાંચી જીવા કાલુને ખાતે
| જમા સુદ ૫
૪૯) ચો. લલ્લુને ખાતે ઉ.
૨ાન્ાા વટાવ ખાતે ઉ
૫૧ાન્ાા પા. ૨

૨૪૪ા મુંબાઇના પરી. શામળભાઇ
નથ્થુભાઇને ખાતે જમા. વદ
૧૨ ના વદ ૧૦
૨૪૪ા જમા ખરચ કાપડ
ખરીદી ખાતે ઉધાર પા. ૪

૮૧ા શ્રી સાકર ખાતે જમા વદ ૧૩
| ૮૧ા સાકર મણ ૧૦ દા.
મણના ૮)ન્ પા. ૮

૨૧ા દેસાઇ નાથજી ભોગીલાલને
| ને ખાતે જમા વદ ૧૩.
૨૧ા રોકડા, સાકર પાછી ૫-
રવાથી બેઠા રહ્યા. પા. ૫

૭૧૯)

૧૩૦૯ાાન્ાા

૬૫૩ાાન્

૦ાન્ાા ઘાંચી જીવા કાલુને ખાતે સુદ ૫
| ૦ાન્ાા વ્યાજના. પા. ૨

૨ાન્ાા વટાવ ખાતે ઉધાર. સુદ ૫.
| ૨ાન્ાા ઘાંચી જીવાને ખા-
તે છૂટ મુકી, પા. ૪

૪૯) ચોકશી લલ્લુભાઇ લખમી-
દાસને ખાતે ઉધાર. સુદ ૫
૪૯) ઘાંચી જીવા કાલુનું
ખાતું વેચાણુ લીધું પા. ૫

૨૪૫ાાન્ાા શ્રી કાપડ ખાતે વદ ૧૦
| ૨૫૦) પેંઠની પાઘડીઓ
૨૫ દા. ૧૦
૦ાા ગાંસડીનું બંધન
૨ાા આડતના ટકા૧ લેખે
———
૮ાા વળતર ટકા
૩ાા પ્રમાણે
૨૪૪ા નક્કી પરી.શામળ
ભાઇને ખાતે જમા
૦ાાન્ નુરના
૦)ન્ વૈતરાના
૦ાન્ાા જકાતના
૨૪૫ાાન્ાા પા. ૭

૨૪૪ા પરી. શામળભાઇ નથ્થુભા-
| ઇને ખાતે ઉધાર, અમારી
વતી, વદ ૧૨ તેના ૧૩.
૨૪૪ા હુંડી ૧ બસેં સવા
ચુંવાલીસની તમારી
ઉપર લખા ચોકસી
લલ્લુભાઇ લખમી-

દાસ, રાખ્યા અમ-
રીના શાહજોગ,
તુર્ત મુદ્દતની, તમને
બીડી. પા. ૪

૧૧૯પા=

૧૧૪૧ા૦ શ્રી જણુસે.

૧૩૦૯ાાા=ા

## ( મનોયત્ન ૧૫ મા ઉપરથી પહેલો મેળ. )

શ્રી.

સંવત્ ૧૯૫૮ ના ભાદરવા સુદ ૮ ને વાર બુધ, તા. ૧૦ સપ્ટેંબર ૧૯૦૨ નો મેળ

જ

૧૧૪૧ા૦ શ્રી પુરાંત બાકી.
૯૬) શ્રી હેમ વકરા ખાતે જમા.
| ૯૬) સોનું તોલા૪દા.૨૪પરી-
દેવજીભાઇને આપ્યું. પા. ૭

૬ાાા=ા કંસારા અમથાટોકરનેખાતે
૮ાાા=ા વાસણ, ખરચ ખાતે

૨) રોકડા તમે લીધા.

૬ાાા=ા નક્કી, પા. ૩

૨૬૨ાા શ્રી કાપડ વકરા ખાતે જમા.
| ૨૬૨ાા પેંઢની પાઘડીઓ
નંગ ૨૫ દા. ૧૦ાા. પા. ૭

૩૬૫ા=ા

૪૭૯ાા=ાાા

ઉ

૫૧) પરી. દેવજીભાઇકાશીદાસનેખાતે
| ૯૬) સોનું તોલા ૪) દા. ૨૪.

૪૫) રોકડા તમે ભર્યા.

૫૧) બાકી. પા. ૩.

૮ાાા=ા શ્રી ખરચ ખાતે ઉધાર.
| ૭)૦ાા ગોળો પીતળનો શેર
૧૨ાા દર.૦ાા- લેખે
૧ાાા= દાબડો, ત્રાંબાનો શેર
૨ાા દર. ૦ાાા લેખે.

૮ાાા=ા કંસારા અમથાને
ખાતે જમા. પા. ૧

૫૯ાાા=ા

૪૧૯ાાા૦ શ્રી જણુસે.

૪૭૯ાાા=ાાા

## ( મનોયત્ન ૧૫ મા ઉપરથી બીજો મેળ )

શ્રી.

(સંવત્ ૧૯૫૮ના ભાદરવા સુદ ૧૫ ને વાર બુધ; તા. ૧૭–૯–૦૨નો મેળ.

જ

૪૧૯ાાા૦। શ્રી પુરાંત બાકી

૨૪) પરી દેવજીભાઇ કાશીદાસને ખાતે જમા.

૨૪) સોનું પાછું આવ્યું માટે ખરીદી ખાતે ઉધાર્યા પા. ૩

૩) શ્રી વ્યાજ ખાતે જમા.

૩) જમા ખરચ, સેખ ડોસુ કાલુને ખાતે ઉધાર. પા. ૫

૧૦૩) સેખ ડોસુ કાલુને ખાતે જમા

૯૧) ખેતર જમીન ખરીદી ખાતે ઉધાર્યાં.

૧૦) ગાડીખરચ ખાતેઉધાર્યા

૨) છુટ વટાવ ખાતે ઉધાર.

૧૦૩) પા. ૬

૧) શ્રી હુંડિયામણ ખાતે જમા.

૧) હીરાચંદને ખાતે ઉ. પા. ૬

૨૨૫) શ્રી હેમ વકરા ખાતે જમા.

૨૨૫) સોનું તોલા ૯ દા. ૨૫) ના ભાવે પા. ૭

૯૯) મુંબાઇના પરી. શામળભાઇ નથ્થુભાઇને ખાતે જમા.

અમારીવતી પાકી વદ ૧૦ ૯૯) હુંડી ૧ રૂ. ૯૯)ની તમારી ઉપરની શાહજોગ તુર્ત મુદતની શાહ હીરાચંદ ઝવેરને લખી આપી. પા. ૪

૪૫૫)

૮૭૪ાાા૦।

ઉ

૨૪) શ્રી હેમ ખરીદ ખાતે ઉધાર

૨૪) જમાખરચ, પરી. દેવજી. ભાઇને ખાતે જમા માલ પાછો ફર્યો. પા. ૭

૩) સેખ ડોસુ કાલુ ખાતે ઉધાર

૩) વ્યાજ ખાતે જમા પા. ૬

૯૧) જમીન ખરીદી ખાતે ઉધાર.

૯૧) ખેતર રાખ્યું. સેખ ડોસુ કાલુને ખાતે જમા. પા. ૭

૧૦) શ્રી ખરચ ખાતે ઉધાર.

૧૦) ગાડી રાખી તેના, સેખ ડોસુ કાલુને ખાતે જમા પા. ૧

૨) શ્રી વટાવ ખાતે ઉધાર

૨) છુટ મુકી. સેખ ડોસુ કાલુને ખાતે જમા પા. ૪

૧૦૦) શાહ. હીરાચંદ ઝવેરને ખાતે

૯૯) હુંડી ૧ મુંબઇના પરી શામળભાઇ ઉપરની આપી તે નીચે પ્રમાણે.

૧) હુંડીયામણને ખાતે ખાતે જમા.

૧૦૦) ઉધાર પા. ૨

૨૩૦)

૬૪૪ાાા૦। શ્રી જણસે

૮૭૪ાાા૦।

## ( મનોયત્ન ૧૫ મા ઉપરથી ત્રીજો મેળ. )

શ્રી.

સંવત ૧૯૫૮ ના ભાદરવા વદ ૧૨ ને વાર રવેઉ; તા. ૨૮-૯-૦૨ નો મેળ.

જ

૬૪૪ાા૦ા શ્રી પુરાંત બાકી

૧૨૫) દાગીના ખરચ ખાતે જમા.
૧૨૫ દોરો હેમનો ઉચક વેચ્યો તેની કીંમતના ઉપજ્યા. પા ૫

૧૧૭) જમીન વકરા ખાતે જમા
૧૧૭) ખેતર ઠાકરડા ગમીર જીને વેચાણ આપ્યું પા. ૭

૨૦ા સાકર વકરા ખાતે જમા.
૨૦ા સાકર મણ ૨ા દા. ૯) લેખે પટેલ દેશાઇ કુબેરને આપી. પા. ૮

૦)≈ શ્રી હુંડિયામણ ખાતે જમા
૦)≈ હુંડી રૂ. ૧૫૧) ની દા. ૦ાા≈ પ્રમાણે લખાવીને દા. ૦ાાા થી આપી તેની કસરના પરી. દેવજીભાઇને ખાતે ઉધાર. પા. ૬

૧૦૪ાા શાહ હીરાચંદ ઝવેરને ખાતે જમા.
૧૦૪ાા રોકડા હા. પોતે ભરી ગયા છે. પા. ૨

૩૬૬ાા≈

૧૦૧૧ાા≈ા

ઉ

૧૦ા ચોકસી લલ્લુભાઇ લખમીદાસને ખાતે ઉધાર.
૧૦ા પટેલ દેસાઇ કુબેર તરફની કબુલતના. પા. ૫

૧૫૨)≈પરી. દેવજીભાઇ કાશીદાસ ખાતે
૧૫૧)હુંડી ૧રૂ. ૧૫૧)ની મુંબાઇના હરીવલ્લવ મૂળચંદ ઉપરની, પરી. ઝવેરચંદ લખમીચંદને ત્યાંથી લાવી વેચાણ આપી.
૧)≈ હુંડિયામણ દા. ૦ાાા

૧૫૨)≈ નક્કી ઉધાર. પા. ૩

૧૭૫) મુંબાઇના પરી. શામળભાઇ નથુભાઇને ખાતે ઉધાર. અમારી વતી, પાકી વદ ૧૪
૨૭૫) હુંડી ૧ રૂ. ૨૭૫) ની ભરૂચના નાણાવટી હીરાલાલ ડાહ્યાભાઇ ઉપરની, લખી અત્રેથી ઝવેરી માણેકલાલ હરગોવનદાસ, રાખ્યા અમારી, તુરત મુદતની બીડી. પા. ૪

૧ા≈ શ્રી હુંડિયામણ ખાતે ઉધાર
૧ા≈ હુંડિયામણ દા. ૦ાા પા. ૬

૪૩૮ાાા

૫૭૨ાા≈ા શ્રી જણસે

૧૦૧૧ાા≈ાા

( મનોયત્ન ૧૬ મા ઉપરથી જમા ખરચી કે અગ્રહ મેળ. )

શ્રી.

સંવત્ ૧૯૫૮ ના આસો વદ ०)) ને વાર શુક્રનો જમા ખરચી મેળ.

જ

૫૭૨ાાા૱ શ્રી પુરાંત બાકી.

૨૭)~ શ્રી બ્યાજ ખાતે જમા.
૨૭)~ જમા ખરચ હા. શ્રી વિગત ખાતે ઉધાર. બા. આસામી વાર બ્યાજનું લેહેણું ખાતે ચઢાવવા સારૂ. પા. ૫

૨૧ાાા૱ા વિગત ખાતે જમા. બા. ૫૮ની સાલમાં બ્યાજના દેવા પડયા તે બ્યાજ ખાતે ઉધારીને આસામીવાર જમા
૮ાાા~ ચો. લલ્લુ લખમીદાસને ખાતે જમા. પા. ૫
૧૦ાા૱ાા પરી. દેવજી કાશીદાસને ખાતે જમા. પા. ૩
૨ા૱ાાા મુંબાઇના પરી શામળ નથ્થુભાઇને ખાતે જમા. પા. ૪

૨૧ાાા૱ા શ્રી બ્યાજ ખાતે ઉ૦

०ાાા મુંબાઇના પરી. શામળભાઇ નથ્થુભાઇને ખાતે જમા.
०ાાા જમા ખરચ હા. હુંડિયામણ ખાતે ઉધાર. બા. ૫૮ની સાલની હુંડીઓની આડતના દેવા પડયા તે જમા. પા. ૪

०)૱ શ્રી હુંડિયામણ ખાતે જમા.
०)૱ જમાખરચ હા. અમદાવાદના પટેલ મોતીલાલ

ઉ

૨૭)~ શ્રી વિગત ખાતે ઉધાર બા. બ્યાજના આસામી વાર ખાતે ચઢાવવા સારૂ
૨ાા~ાા કંસારા અમથા ટોકરને ખાતે ઉધાર પા. ૩
૪ાા૱ દે. નાથજી ભોગીલાલને ખાતે ઉ. પા. ૫
૧૬ાા૱ાા પટેલ નારણ રેવાભાઇને ખાતે, પા. ૪
૧ાા०ા અમદાવાદના પટેલ મોતીલાલ શામળભાઇને ખાતે પા. ૮
૧ા~ાા પટેલ દેસાઇ કુબેરને ખાતે ઉધાર પા. ૧

૨૭)~ શ્રી બ્યાજ ખાતે જમા

૨૧ાાા૱ા શ્રી બ્યાજ ખાતે ઉધાર.
૨૧ાાા૱ા જમા ખરચ, બાબતે બ્યાજના આસામી વાર જમા લઇને; પા. ૫

०ાાા શ્રી હુંડિયામણ ખાતે ઉ-
०ાાા જમા ખરચ, મુંબાઇના પરી. શામળભાઇને ખાતે જમા, બાબતે હુંડીઓની આડતના પા. ૬

०)૱ અમદાવાદના પટેલ મોતીલાલ શામળભાઇને ખાતે.
०)૱ હુંડી ૧ રૂ. ૧૫૧) ની આડતના દર ०)૱ પ્રમાણે તમારે ખાતે ઉધારીને હુંડિયામણ ખાતેજમા. પા. ૮

શામળભાઇને ખાતે ઉધાર
બા. આડતના દા. ૦॥ પા. ૬

૭૫૯॥ શ્રી વટાવ ખાતે જમા.
| ૭૫૯॥ જમા ખરચ હા. શ્રી વિગત ખાતે ઉધાર બાબતે પેદાશની ફોડ સમજવાને વાસ્તે ધંધાવાર ખાતા રાખેલાં તે બધાં સાલ આખરે માંડી વાળતાં રહેલો નફો આ ખાતે જમા લીધો છે. પા. ૪

૬૭૦॥ શ્રી ખરચ ખાતે જમા.
| ૬૭૦॥ જમા ખરચ, હા. શ્રી વટાવ ખાતે ઉધાર. બા. સાલ આખરે આ ખાતું માંડી વાળવા સારૂ, પા. ૧

૬૭૮॥૦॥ શેઠ મોતીલાલ ગોકળદાસને ખાતે જમા.
૬૭૮॥૦॥ જમા ખરચ, હા. શ્રી વટાવ ખાતે ઉધાર બા. સાલ આખરે પેદાશમાંથી ખરચ બાદ કરતાં વધેલો નફો જમા લઇને વટાવ ખાતું માંડી વાળ્યું. પા. ૧

૧૫૨૦॥

૨૦૯૪॥

૭૫૯॥ શ્રી વિગત ખાતે ઉધાર
બા. વટાવખાતે જમા કરી
| ૨૩॥॥ બાજરી ખરીદ ખાતે ઉધાર. પા. ૯
| ૬૬॥ હેમ ખરીદી ખાતે
| ૪૧॥ રૂ. ખરીદી ખાતે પા.
| પા સાકર ખાતે. પા. ૮
| ૪૯૨॥ સોરઠી ખાતે. પા. ૧
| ૬૩॥ ઉપજ ખાતે. પા. ૯
| ૧૬॥ કાપડ ખાતે. પા. ૯
| ૩૯॥ વ્યાજ ખાતે. પા. ૫
| ૯૦ હુંડિયામણખાતે. પા.
૭૫૯॥ વટાવ ખાતે જમા.

૬૭૦॥ શ્રી વટાવ ખાતે ઉધાર.
| ૬૭૦॥ જમા ખરચ. હા. શ્રી ખરચ ખાતે જમા. ચાલુ સાલનો ખરચ માંડી વાળવાને સારૂ. પા. ૪

૬૭૮॥૦॥ શ્રી વટાવ ખાતે ઉધાર.
| ૬૭૮॥૦॥ જમા ખરચ હા. શેઠ મોતીલાલને ખાતે જમા. બા. સાલ આખરે પેદાશ ખરચનાં ખાતાં સમાવતાં બચત રહી તે શેઠને ખાતે ચઢવા સારૂ. પા. ૪

૧૫૨૦॥

૫૭૩॥ શ્રી જણસે

૨૦૯૪॥

# ખાતાવહી.

## શેઠ મોતીલાલ ગોકળદાસનું ખાતું, સં. ૧૯૫૮ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૭૪૨)= રો. પા. ૧ કાર્ત્તગ સુદ ૧૫ | ૧૨૫) રો. પા. ૭ પોષ સુદ ૧ |
| ૨૨૫) રો. પા. ૪ પોષ સુદ ૨. | ૧૨૫) |
| ૫૧) રો. પા. ૫ પોષ વદ ૭. | ૧૫૭૨)૦।। બાકી. |
| ૬૭૮।।।૦।। રો. પા. ૨૧ આસો વદ ૦)) | |
| ૧૬૯૭)૦।। | ૧૬૯૭)૦।। |

૧૫૭૨)૦।। બાકી સં. ૧૯૫૯ ના કાર્ત્તગ સુદ ૧ સ. પા. ૯

## શ્રી ખરચ ખાતું. સં. ૧૯૫૮ ની સાલનું,

| જ | ઉ |
|---|---|
| ૨।।।=।। રો. પા. ૧ કાર્ત્તક સુદ ૧૫. | ૧૨।।- રો. પા. ૧ કાર્ત્તગ સુદ ૧૫. |
| ૪) રો. પા. ૪ માગશર સુદ ૭. | ૯।= રો. પા. ૬ માહા સુદ ૫. |
| ૩) રો. પા. ૭ માહા સુદ ૫ | ૩૩।- રો. પા. ૮ ફાગણ સુદ ૩. |
| ૯) રો. પા. ૮ ફાગણ સુદ ૩. | ૧૦)૦।। રો. પા. ૧૧ ચૈત્ર સુદ ૫. |
| ૧૮।।।=।। | ૨) રો. પા. ૧૩ જેઠ સુદ ૨. |
| ૬૭।૦।। રો. પા. ૧૯ આસો વદ ૦)) | ૮।।।=।। રો. પા. ૧૭ ભાદરવા સુદ ૮. |
| | ૧૦) રો. પા. ૧૮ ભાદરવા સુદ ૧૫. |
| ૮૬)= | ૮૬)= |

## શ્રી.
## પટેલ દેસાઇ કુબેરનું ખાતું, સં. ૧૯૫૮ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૧૦)= રો. પા. ૧ કાર્ત્તક સુદ ૧૫. | ૮।।= રો. પા. ૨ માગશર સુદ ૭. |
| ૮૫) રો. પા. ૮ ફાગણ સુદ ૩. | ૭૬।। રો. પા. ૫ પોષ વદ ૭. |
| ૯૫)= | ૧।।-રો. પા. ૭ માહા સુદ ૫. |
| ૪૭)=।। બાકી લહેણા | ૩૫) રો. પા. ૧૩ જેઠ સુદ ૨. |
| | ૧૮।। રો. પા. ૧૫ અસાડ સુદ ૨ |
| | ૧૪૦।= |
| | ૧।।-।। રો. ૨૦ આસો વદ ૦)) |
| ૧૪૨।-।। | ૧૪૨।-।। |

૪૭)=।। બાકી લહેણા સં.૧૯૫૯)ના કાર્ત્તક સુદ ૧ સ. પા. ૧૦

શ્રી.

### ઘાંચી જીવા કાલુનું ખાતું, સં. ૧૯૫૮ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૧ ) રો. પા. ૧ કાર્ત્તિક શુદ ૧૫ | ૧) રો. પા. ૨ માગશર સુદ ૭ |
| ૩ ) રો. પા. ૨ માગશર સુદ ૭. | ૨૪) રો. પા. ૩ પોષ સુદ ૨ |
| ૫ ) રો. પા. ૧૨ વૈશાખ સુદ ૩ | ૩) રો. પા. ૭ માહા સુદ ૫ |
| ૧૯ ) રો. પા. ૧૩ જેઠ સુદ ૨. | ૫૧) રો. પા. ૧૩ જેઠ સુદ ૨ |
| ૫૧॥=॥ રો. પા. ૧૫ અશાડ સુદ ૫. | ૦॥=॥ રો. પા. ૧૫ અસાડ સુદ ૫ |
| ૭૯॥=॥ | ૭૯॥=॥ |

શ્રી.

### ઇમારત ખાતું, સં. ૧૯૫૮ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૩૫૫ બાકી | ૩૫૫) રો. પા. ૫ પોષ વદ ૭. |
| ૩૫૫) | ૩૫૫) |
| | ૩૫૫) બાકી પાકા સરવાયે પા. ૯ |

### શ્રી. શાહ હીરાચંદ ઝવેરનું ખાતું, સં. ૧૯૫૮ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૮॥= રો પા ૨ માગશર સુદ ૭ | ૧૫॥= રો. પા ૭ માહા સુદ ૫. |
| ૨) રો. પા. ૮ ફાગણ સુદ ૩. | ૧૫) રો. પા ૧૫ અસાડ સુદ ૧૩ |
| ૧૫) રો. પા. ૧૫ અસાડ સુદ ૧૩. | ૧૦૦) રો. પા. ૧૮ ભાદરવા સુદ ૧૫ |
| ૧૦૪॥ રો. પા. ૧૯ ભાદરવા વદ ૧૨. | |
| ૧૩૦)= | ૧૩૦॥= |

શ્રી.

### ગરાસીઆ જીતણજી દલજીનું ખાતું, સંવત ૧૯૫૮ સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૬૧) બાકી લહેણા. | ૫૧) રો. પા. પોષ વદ ૭. |
| | ૧૦) રો. પા. ૯ ચૈત્ર સુદ ૫. |
| ૬૧) | ૬૧) |
| | ૬૧) બાકી લહેણા પાકા સરવાયે સં. ૫૯ ના કારતક સુદ ૧ ખા. પા. ૯ |

શ્રી.

પરી દેવજીભાઇ કાશીદાસનું ખાતું, સંવત્ ૧૯૫૮ ની સાલનું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૫૨) | રે. પા. ૨ માગશર સુદ ૭. | ૨૪।।।⌐।। | રે. પા. ૩ માગશર વદ ૧ |
| ૧૩૬।। | રે. પા. ૮ ફાગણ સુદ ૩. | ૫૩।।। | રે. પા. ૮ ફાગણ સુદ ૩ |
| ૩૨૧।।। | રે. પા. ૧૨ વૈશાખ સુદ ૩. | ૫૧) | રે. પા. ૧૭ ભાદરવા સુદ ૮ |
| ૨૪) | રે. પા. ૧૮ ભાદરવા સુદ ૧૫. | ૧૫૨)⌐ | રે. પા. ૧૯ ભાદરવા વદ ૧૨ |
| ૫૩૪। | | ૨૮૧।।⌐।। | |
| ૧૦।।⌐।। | રે. પા. ૨૩ આસો વદ ૦)) | ૨૬૩। | બાકી દેવા. |
| ૫૪૪।।।⌐।। | | ૫૪૪।।।⌐।। | |

૨૬૩। બાકી દેવા પાકે સરવાયે સં. ૧૯૫૯ના કા. સુ. ૧ ખા. પા. ૧૦

શ્રી.

કંસારા અમથા ટોકરાનું ખાતું, સંવત્ ૧૯૫૮ ની સાલનું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨) | રે. પા. ૨ માગશર સુદ ૭ | ૫૫) | રે. પા. ૨ માગશર સુદ ૭ |
| ૮।। | રે. પા. ૧૧ ચૈત્ર સુદ ૫ | ૫૫) | |
| ૬) | રે. પા. ૧૫ અષાડ સુદ ૧૦ | ૨।।⌐।। | રે. પા. ૨૦ આસો વદ ૦)) |
| ૬।।।⌐।। | રે. પા. ૧૭ ભાદરવા સુદ ૮ | ૫૭।।⌐।। | |
| ૨૩।⌐।। | | ૩૪)⌐ | બાકી લહેણા પાકે સરવાયે, સં. ૧૯૫૯ ના કા. સુદ ૧ ખા. પા. ૧૦ |
| ૩૪)⌐ | બાકી લહેણા. | | |
| ૫૭।।⌐।। | | | |

શ્રી.

પંડયા રણછોડ ગલુરામનું ખાતું, સંવત્ ૧૯૫૮ ના સાલનું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૮૧) | રે. પા. ૧૧ ચૈત્ર સુદ ૫. | ૭૫) | રે. પા. ૧ કાર્તિગ સુદ ૧. |
| ૮૧) | | ૪।। | રે. પા. ૫ પોષ વદ ૭. |
| | | ૭૯।। | |
| | | ૧।। | રે. પા. ૧૩ ચૈત્ર સુદ ૫. |
| | | ૮૧) | |

## શ્રી. શ્રી વટાવ ખાતું, સંવત્ ૧૯૫૮ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૮।~ રે. પા. ૩ માગશર વદ ૧. | ૫)~।। રે. પા. ૩ માગશર વદ ૧ |
| ૧।। રે. પા. ૫ પોષ વદ ૭. | ૦।~ રે. પા. ૧૧ ચૈત્ર સુદ ૫. |
| ૧૮।।≈ રે. પા. ૮ ફાગણ સુદ ૩. | ૫૨) રે. પા. ૧૨ વૈશાખ સુદ ૩. |
| ૦।।૦।।। રે. પા. ૧૨ વૈશાખ સુદ ૩. | ૨।~।।। રે. પા. ૧૫ અસાડ સુદ ૫. |
| ૦।।~ રે. પા. ૧૩ જેઠ સુદ ૨. | ૨) રે. પા. ૧૮ ભાદરવા સુદ ૧૫. |
| ૧૮।।। રે. પા. ૧૫ અસાડ સુદ ૨. | ૬૧।।।~ |
| ૪૮।~।।। | ૬૭।૦।। રે. પા. ૨૧ આસો વદ ૦)) |
| ૭૫૯।।~।।। રે. પા. ૧૧ આસો વદ ૦)) | ૧૨૯)~।। |
| | ૬૭૮।।।~।। રે. પા. ૨૧ આસો વદ૦)) |
| ૮૦૮)૦। | ૮૦૮)૦। |

## શ્રી. પટેલ નારણ રેવાભાઇનું ખાતું, સંવત્ ૧૯૫૮ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૧૦) રે. પા. ૪ પોષ વદ ૭. | ૨૨૫) રે. પા. ૩ પોષ વદ ૨. |
| ૪) રે. પા. ૧૫ અસાડ સુદ ૧૩. | ૧૩।। રે. પા. ૫ પોષ વદ ૭. |
| ૧૪) | ૨૩૮।। |
| ૨૪૧।~।।। બાકી લેહેણા. | ૧૬।।~।।। રે પા. ૨૦ આસો વદ ૦)) |
| ૨૫૫।~।।। | ૨૫૫।~।।। |

૨૪૧।~।।।બાકીલહેણા ૫૯ ખા. પા. ૧.

## મુંબાઇના પરી. શામળભાઇ નથુભાઇનું ખાતું, સંવત્ ૧૯૫૮ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૨૦૦) રે. પા. ૯ ચૈત્ર સુદ ૫ ને રવિ. | ૩૨૫) રે.પા. ૧૨ વેશાખ સુદ ૩ને શનિ |
| ૩૦૦) રે.પા. ૧૫ અસાડ સુ.૨ નેસોમ | ૨૪૪। રે.પા.૧૫અસાડ વ. ૧૨ને ગુરૂ |
| ૨૪૪। રે.પા.૧૫ અસાડવદ ૧૦મંગળ. | ૨૭૫) રે. પા. ૧૮ ભાદરવા વદ ૨રવી |
| ૯૯) રે. પા. ૧૮ભાદરવા સુદ૧૫બુધ | ૮૪૪। |
| ૦।।। રે. પા. ૨૦ આસો વદ૦)) શુક્ર | ૨।~।। બાકી દેવા. |
| ૮૪૪) | |
| ૨।≈।। રે. પા. ૨૩ આસો વદ૦)) | ૮૪૬।~।। |
| ૮૪૬।~।। | |

૨।≈।। બાકી દેવા સં. ૧૯૫૯ના કા. સુદ ૧ પાકે સરવાયે ખા. પા. ૯

શ્રી.

## ચોકસી લક્ષ્મીદાસનું ખાતું, સંવત્ ૧૯૫૮ ની સાલનું.

| જ | ઉ |
| --- | --- |
| ૬૬૦) રે. પા. ૭ માહા સુદ ૫. | ૩૫) રે. પા. ૮ ફાગણ સુદ ૩. |
| ૮lll- રે. પા. ૨૦ આસો વદ ૦)) | ૨૮ll રે. પા. ૧૧ ચૈત્ર સુદ ૫. |
| ૬૬૮lll- | ૧૨૫)lllરે. પા. ૧૨ વૈશાખ સુદ ૩. |
| ૮૬lll-l બાકી દેવા. | ૩૩૪) રે. પા. ૧૫ અસાડ સુદ ૨. |
| | ૪૯) રે. પા. ૧૫ અસાડ સુદ ૫. |
| | ૧૦l રે. પા. ૧ ૯ભાદરવા વદ ૧૨. |
| | ૫૭૧lll=lll |
| | ૯૬lll-l બાકી દેવા પાકે સરવાયે, સં. ૧૯૫૯ના કા. સુ ૧ ખા. પા. ૧૦ |

## શ્રી. દેસાઇ નાથજી ભોગીલાલનું ખાતું, સંવત્ ૧૯૫૮ ની સાલનું.

| જ | ઉ |
| --- | --- |
| ૧૨૫) રે. પા. ૪ પોષ સુદ ૨. | ૯૭ll રે. પા ૫ પોષ વદ ૭. |
| ૭ll રે. પા. ૫ પોષ વદ ૭ | ૮૪lll- રે. પા. ૮ ફાગણ સુદ ૩. |
| ૨૧l રે. પા. ૧૫ અસાડ વદ ૧૩. | ૬૦lll રે. પા. ૧૩ જેઠ સુદ ૨. |
| ૧૫૩lll | ૨૪૩)- |
| ૯૪lll= બાકી લહેણા. | ૪ll= રે. પા. ૨૦ આસો વદ ૦)) |
| ૨૪૪l-lll | ૨૪૭ll= |
| | ૯૪lll= બાકી લહેણા પાકા સરવાયે, ૫૯ના કા. ૧ ખા પા. ૧૦. |

શ્રી.

## શ્રી સોરટી ખાતું, સંવત્ ૧૯૫૮ ની સાલનું.

| જ | ઉ |
| --- | --- |
| ૫૦૦) રે. પા. ૪ પોષ સુદ ૨ | ૨) રે. પા. ૩ માગશર વદ ૧ |
| ૫૦૦) | ૫l રે. પા. ૪ પોષ સુદ ૨ |
| | ૪૭૨lll રે. પા. ૨૧ આસો વદ ૦)) |
| | ૫૦૦) |

## શ્રી વ્યાજ ખાતું, સંવત્ ૧૯૫૮ ની સાલનું.

| જ | ઉ |
| --- | --- |
| ૬) રે. પા. ૪ પોષ સુદ ૨. | ૭॥ રે. પા. ૫ પોષ વદ ૭ |
| ૧૯॥ રે. પા. ૫ પોષ વદ ૭ | ૧॥= રે. પા. ૧૨ વૈશાખ સુદ ૩. |
| ૧૨॥ રે. પા. ૧૦ ચૈત્ર સુદ ૫. | ૨૧॥।≡। રે. પા. ૨૦ આસો વદ ૦)) |
| ૩) રે. પા. ૧૩ જેઠ સુદ ૨. | ૩૧)–। |
| ૦।=॥। રે. પા. ૧૫ અષાડ સુદ ૧૫ | ૩૯।=॥ રે. પા. ૨૧ આસો વદ ૦)) |
| ૩) રે. પા. ૧૮ ભાદરવા સુદ ૧૫. | ૭૦।≡॥। |
| ૪૩।=॥। | |
| ૨૭)– રે. પા. ૨૦ આસો વદ ૦)) | |
| ૭૦।≡॥। | |

## શ્રી હુંડિયામણ ખાતું, સંવત્ ૧૯૫૮ ની સાલનું.

| જ | ઉ |
| --- | --- |
| ૧)– રે. પા. ૧૦ ચૈત્ર સુદ ૫. | ૧।= રે. પા. ૧૯ ભાદરવા વદ ૧૨ |
| ૫)≡॥। રે. પા. ૧૨ વૈશાખ સુદ ૩. | ૦॥। રે. પા. ૨૦ આસો વદ ૦)) |
| ૧)– રે. પા. ૧૩ જેઠ સુદ ૨ | ૨)= |
| ૧॥=॥ રે. પા. ૧૫ અસાડ સુદ ૨ | ૮।૦। રે. પા. ૨૧ આસો વદ ૦)) |
| ૧) રે. પા. ૧૮ ભાદરવા સુદ ૧૫ | ૧૦।=। |
| ૦)≡ રે. પા. ૧૯ ભાદરવા વદ ૧૨ | |
| ૦)≡ રે. પા. ૨૦ આસો વદ ૦)) | |
| ૧૦।=। | |
| ૧૦।=। | |

શ્રી.

## સેખ ડોસુ કાલુનું ખાતું, સંવત ૧૯૫૮ ની સાલનું.

| જ | ઉ |
| --- | --- |
| ૧૦૩) રે. પા. ૧૮ ભાદરવા સુદ ૧૫ | ૧૦૦) રે. પા. ૪ પોષ સુદ ૨ |
| ૧૦૩) | ૩) રે. પા. ૧૮ ભાદરવા સુદ ૧૫ |
| | ૧૦૩) |

### શ્રી હેમ ખરીદી વકરા ખાતું, સંવત ૧૯૫૮.

| જ | ઉ |
|---|---|
| ૨૩। રે. પા. ૭ માહા સુદ ૫ | ૬૬૦)=॥ રે. પા. ૭ માહા સુદ ૫ |
| ૪૭) રે. પા. ૮ ફાગણ સુદ ૩ | ૨૩। રે. પા. ૮ ફાગણ સુદ ૩ |
| ૩૮૨॥। રે. પા. ૧૩ જેઠ સુદ ૨ | ૨૪) રે. પા. ૧૮ ભાદ સુદ ૧૫ |
| ૯૬) રે. પા. ૧૭ ભાદરવા સુદ ૮ | ૭૦૭।=॥ |
| ૨૨૫) રે. પા. ૧૮ ભાદરવા સુદ ૧૫ | ૬૬॥-॥ રે. પા. ૨૧ આસો વદ ૦)) |
| ૭૭૪) | ૭૭૪) |

### શ્રી કાપડ ખરીદી વકરા ખાતું, સં. ૧૯૫૮ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૨૬૨॥ રે. પા. ૧૭ ભાદરવા સુદ ૮ | ૨૪૫॥=॥ રે. પા. ૧૫ અસાડ વદ ૧૨ |
| ૨૬૨॥ | ૨૪૫॥=॥ |
| ૩૨૭।= | ૧૬॥-॥ રે. પા. ૨૧ આસો વદ ૦)) |
| | ૨૬૨॥ |

### શ્રી જમીન ખરીદી વકરા ખાતું, સં. ૧૯૫૮ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૧૧૭) રે. પા. ૧૯ ભાદરવા વદ ૧૨. | ૩૦૦) રે. પા. ૧ કારતક સુદ ૧૫. |
| ૨૭૪) બાકી. | ૯૧) રે. પા. ૧૮ ભાદરવા સુદ ૧૫ |
| ૩૯૧) | ૩૯૧) |
| | ૨૭૪) બાકી ખા. પા. ૧ |

### શ્રી બાજરી ખરીદ વકરા ખાતું, સં. ૧૯૫૮ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૫૬। રે. પા. ૬ માહા સુદ ૫. | ૫૭॥=॥ રે. પા. ૬ માહા સુદ ૫ |
| ૨૫॥- રે. પા. ૭ ફાગણ સુદ ૨. | ૨૩॥=॥। રે. પા. ૧૯ આસો વદ ૦)) |
| ૮૧॥- | ૮૧॥- |

### શ્રી ખેતી ઉપજ ખરચ ખાતું, સં. ૧૯૫૮ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૭૨॥ રે. પા. ૩ માગશર વદ ૧. | ૮॥= રે. પા. ૩ માગશર વદ ૧ |
| ૭૨॥ | ૬૩॥= રે. પા. ૨૧ આસો ૦)) |
| | ૭૨॥ |

## શ્રી દાગીના ખરચ ખાતું, સં. ૧૯૫૮ ની સાલનું.

| જ | | ઉ | |
| --- | --- | --- | --- |
| ૧૨૫) | ભાદરવા વદ ૧૨ | ૬૮) | રો. પા. ૧ કારતક સુદ ૧૫ |
| ૬૫ાા | બાકી. | ૧૨૨ાા | રો. પા. ૧૩ જેઠ સુદ ૨ |
| ૧૯૦ાા | | ૧૯૦ાા | |
| | | ૬૫ાા | બાકી ૫૯ ની ખા. પા. ૧ |

## અમદાવાદના પટેલ મોતીલાલ શામળભાઇનું ખાતું, સં. ૧૯૫૮ નું.

| જ | | ઉ | |
| --- | --- | --- | --- |
| ૧૩૮) | રો. પા. ૬ મહા સુદ ૫ને ગુરૂ | ૧૩૭)≈ | રો. પા. ૮ ફાગણ સુદ ૩ બુધ |
| ૨૨૪ા~ | રો. પા. ૮ ફાગણ સુદ ૩ બુધ | ૧૫૧) | રો. પા. ૧૧ ચૈત્ર સુદ ૫ રવી |
| ૩૬૨ા~ | | ૩૦૧)= | રો. પા. ૧૫ અષાડ સુ. ૨ સોમ |
| ૨૨૮ાા≈ | બાકી. | ૦)≈ | રો. પા. ૨૦ આસો વ. ૦)) શુક્ર |
| ૫૯૧) | | ૫૮૯ાા | |
| | | ૧ાા | રો. પા. ૨૦ આસો વદ ૦)) શુક્ર |
| | | ૫૯૧) | |
| | | ૨૨૮ાા≈ | બાકી લહેણા ૫૯ ના કા. સુદ ૧ સ. પા. ૧૦ |

## શ્રી રૂ ખરીદી વકરા ખાતું, સં. ૧૯૫૮ ની સાલનું.

| જ | | ઉ | |
| --- | --- | --- | --- |
| ૧૩૪ાા≈ | રો. પા. ૮ ફાગણ સુદ ૩ | ૨૨૮) | રો. પા. ૮ ફાગણ સુદ ૩ |
| ૩૪ાા | રો. પા. ૧૩ જેઠ સુદ ૨ | ૪૧ાા≈ | રો. પા. ૨૦ આસો વદી ૦)) |
| ૨૬૯ાા≈ | | ૨૬૯ાા≈ | |

## શ્રી સાકર ખરીદી વકરા ખાતું, સં. ૧૯૫૮ની સાલનું.

| જ | | ઉ | |
| --- | --- | --- | --- |
| ૩૫) | રો. પા. ૧૩ જેઠ સુદ ૨ | ૧૩૨)≈ | રો. પા. ૧૩ જેઠ સુદ ૨. |
| ૮૧ા | રો. પા. ૧૫ અસાડ વદ ૧૩ | ૧૩૨)≈ | |
| ૨૦ા | રો. પા. ૧૮ ભાદરવા વદ ૧૨ | ૫ા~ | રો. પા. ૨૧ આસો વદ ૦)) |
| ૧૩૭ાા | | ૧૩૭ાા | |

## કાચું સરવાયું, બે માસનું.

### સં. ૧૯૫૮ ના કારતક સુદ ૧ થી માગશર વદ ૦)) સુધીનું.

જ

| | |
|---|---|
| ૦)ાા | શ્રી પુરાંત |
| ૭૪૨)≋ | શેઠ મોતીલાલ ગોકળદાસને ખાતે જમા |
| ૧ાા | પટેલ દેસાઇ કુબેરને ખાતે |
| ૨૭)≈ાા | પરી દેવજી કાશીદાસને ખાતે |
| ૮ાા≈ | શા હીરાચંદ દેવચંદને ખાતે |
| ૩)≈ાા | શ્રી. વટાવ ખાતે જમા |
| ૧) | અનામત ખાતે જમા |
| ૬૩ાા≈ | શ્રી ખેતી ઉપજ ખાતે જમા |
| ૧૮ા~ાા | શા. જીવણ મોજીલાલ ખાતે |
| ૮૬૫ાાા~ાા | |

ઉ

| | |
|---|---|
| પાા≈ાા | શ્રી ખરચ ખાતે ઉધાર |
| ૨) | સોરટી ખાતે ઉધાર |
| ૭) | દવે લલ્લુ હરીશંકર ખાતે |
| ૬૮) | શ્રી દાગીના ખરચ ખાતે |
| ૩૦૦) | શ્રી જમીન ખરચ ખાતે |
| ૭૫) | પંડયા રણછોડ ગલુરામ |
| ૫૩) | કંસારા અમથા ટોકર |
| ૫૧૦ાા≈ાા | |
| ૩૫૫)≈ | શ્રી જણસે |
| ૮૬૫ાાા~ાા | |

## પાકું સરવાયું, બાર માસનું.

### સંવત ૧૯૫૮ ની સાલનું સરવાયું.

જ

| | |
|---|---|
| ૦) | શ્રી પુરાંત બાકી |
| ૧૫૭૨)૦ાા | શેઠ મોતીલાલ ગોકળદાસ ખાતે જમા ખા. પા. ૧ |
| ૨ા≈ાા | મુંબાઇના શામળભાઇ નથુભાઇને ખાતે જમા પા. ૪ |
| ૨૬૩ા | પરી. દેવજી કાશીદાસને ખાતે પા. ૩ |
| ૯૬ાાા~ા | ચોકસી લલ્લુ લક્ષ્મીદાસને ખાતે જમા. પા. ૫. |
| ૧૯૩૪ાા૦ા | |

ઉ

| | |
|---|---|
| ૪૭)≋ાા | પટેલ દેસાઇ કુબેરને ખાતે પા. ૧ |
| ૦ાા≈ | શા. હીરાચંદ ઝવેરચંદને ખાતે પા. ૨. |
| ૬૧) | ગરાસીઆ જીવણજી દલજીને ખાતે ઉધાર પા. ૨. |
| ૩૪)≋ | કંસારા અમથા ટોકરાને ખાતે પા. ૩ |
| ૨૪૧ા≈ાા | પટેલ નારણ રેવાભાઇને ખાતે પા. ૪ |
| ૯૩ાાા≋ | દેશાઇ નાથજી ભોગીલાલને ખાતે પા. ૫. |
| ૨૨૮ાા≋ | પટેલ મોતીલાલ શામળભાઇને ખાતે પા. ૮. |
| ૩૫૫) | ઇમારત ખાતે ઉધાર પા. ૨. |
| ૨૭૪) | જમીન ખાતે ઉધાર પા. ૭. |
| ૬૫ાા | દાગીના ખાતે પા. ૮ |
| ૧૪૦૧ા≋ા | |
| ૫૩૩)~ | શ્રી જણસે |
| ૧૯૩૪ાા૦ા | |

## (નવી) ખાતાવહી, સં. ૧૯૫૮ ની, પા. ૧.

શ્રી

શેઠ મોતીલાલ ગોકળભાઇનું ખાતું, સં. ૧૯૫૯ ની સાલનું.

| જ | ઉ |
| --- | --- |
| ૧૫૭૨)ા બાકી દેવા. ખા. પા. ૧ | |

શ્રી

પટેલ દેસાઇ કુબેરનું ખાતું, સં. ૧૯૫૯ ની સાલનું.

| જ | ઉ |
| --- | --- |
| | ૪૭)ાા બાકી લેહેણા. ખા. પા. ૨ |

શ્રી પટેલ નારણ રેવાભાઇનુ ખાતું, સં. ૧૯૫૯ ની સાલનું.

| જ | ઉ |
| --- | --- |
| | ૨૪૧)ાા બાકી લહેણા. પા. ૪. |

શ્રી

મુંબાઇના પરી. શા. શામળભાઇ નથુભાઇનું ખાતું, સં. ૧૯૫૯ ની સાલનું.

| જ | ઉ |
| --- | --- |
| ૨)ાા બાકી દેવા ખા. પા. ૪ | |

શ્રી

શ્રી ઇમારત ખાતું, સં. ૧૯૫૯ ની સાલનું.

| જ | ઉ |
| --- | --- |
| | ૩૫૫) બાકી ખા. પા. ૨ |

શ્રી

પરી. દેવજીભાઇ કાશીદાસનું ખાતું, સં. ૧૯૫૯ ની સાલનું.

| જ | ઉ |
| --- | --- |
| ૨૬૩) બાકી દેવા ખા. પા. ૩ | |

ગરાસીઆ જીવણજી દલજીનું ખાતું, સં. ૧૯૫૯ ની સાલનું.

| જ | ઉ |
| --- | --- |
| | ૬૧) બાકી લહેણા ખા. પા. ૮ |

ઇત્યાદિ.

## વ્યાજવહી ચોપડો ૩ જો.

ખાતાદાર સાથે ઘણી રકમોની આપ લે થાય છે અને તે દરવર્ષે અથવા હિસાબ નક્કી કરવો હોય ત્યારે તે રકમોનું વ્યાજ ગણવું પડે છે. જો વ્યાજના આંકડા છૂટા કાગળ ઉપર હોય તો તે હમેશ સંભારી રાખવાનું બની આવે નહિ, અને નજર દોષ માલુમ પડે નહિ માટે તમામ વેપારી વ્યાજવહીનો ચોપડો રાખે છે. તેમાં ખાતાવહી ઉપરથી રકમો ટાંકીને વ્યાજ ગણવામાં આવે છે, અને અમુક મુદત સુધીમાં વ્યાજ સાથે નીકળતી બાકી છેવટે જણાવે છે. ( જુઓ પૃ૪. ૫૩ થી ૫૬. )

## ખાંધાના વ્યાજ વિષે.

( ગામડામાં ખાસ જરૂર પડે છે માટે દાખલ કર્યું છે. )

રબારી ભીલ કે ખેડૂત લોકો ઢોરના દૂઝણા ઉપર કરજ કરે છે અને તેના વેચાણમાંથી કરજે લીધેલો અવેજ થોડે થોડે દર માસે ભરતાં રહે છે આ રીતની ધીરધારને ખાંધુ કર્યું કહે છે. કારણ—વાયદાસર રકમ ભરવાનું બને છે, ન ભરાય તો નિમેલી તારીખે લેણદારનો તગાદો ચાલુ હોય છે. તેને લીધે દૂધ તથા ઘીને સાચવીને ઘરમાં વાપરવાની ટેવ પડે છે તથા તેનું છૂટક વેચાણ જીવની પેઠે સંભાળીને જમાવવાને કાળજી વધે છે. કરજની રકમ બોજારૂપ ન થઇ પડતાં સહેજે વાળી શકાય છે એટલે શાખ વધે છે અને ફરીને જરૂર પડે નાણાં ધીરનાર મળી આવે છે.

**ખાંધાની વ્યવસ્થા**—ઉપાડેલી રકમ એક વર્ષ સુધી વસુલ દઇ શકાય તેવા જે સરખા ભાગ હોય છે. તે દરેક ભાગને હફતો કે ખાંધુ કહેવામાં આવે છે. તેના વ્યાજની તેરીખ ચોકસ હોતી નથી. પણ કરજદારની આંટ અને મુદતની હદપર વિચાર કરી ઠરાવવામાં આવે છે. એટલે મુદલ રકમ ઉપર વ્યાજની કસર પહેલેથીજ ચઢાવી લેવાનું ધોરણ છે. બાવીસું અને ચોવીશું ખાંધું હોય તો તેમાં અનુક્રમે રૂ ૨૦) વીસ મુદ્દલ અને રૂ ૨) તથા રૂ ૪) ચઢાવો; એટલે વ્યાજના ગોઠવેલા સમજવા, પછી તેમાં દર માસે રૂ ૨) પ્રમાણે અગીયાર અને બારમાસે પુરા ભરી આપવાના, તેમજ એકવીસું ખાંધું હોય તો રૂ ૧) ચઢાવાનો એટલે ધીરતી વખતે રૂ ૧) કાપી લેવાનો અને બાકીના રૂ ૨૦) દશ માસે પુરા કરવાના તેજ પ્રમાણે તેત્રીસું હોયતો રૂ ૨૦) મુદ્દલ અને રૂ ૩ ચઢાવાના, એકસો દસું હોય તો રૂ ૧૦૦) મુદ્દલ અને દશ ચઢાવાના ઇત્યાદિ.

## નવું વ્યાજ ક્યારે ન ગણાય.

જે માસનું ખાંધું અટક્યું હોય તેની પછીના માસના ખાંધા વખતે પાછલી અટકેલી, ચાલુ અને તેની પછીના માસની; એમ ત્રણ ગણી રકમ

